**ગળે ઝલાવું,** ગળે ઝલાયા જેવી બારીકસ્થિતિમાં આવી પડવું; આફત કે સાંકડમાં આવી પડવું

"તારા ભાઈ ગળે ઝલાયા હશે તો પણ તેમને તેં સવાદો ધીર્યો નથી અને તેથી તે તારા પર હેત રાખતા નથી."

સ્વદેશવત્સલ.

**ગળે દોરી આવવી,** પ્રાણ રૂંધાય અને અકળામણ થાય એવી સાંકડમાં આવી જવું; કંઠે પ્રાણ આવવા; જીવપર આવવું. જીવ જોખમાય એવી સ્થિતિમાં આવી પડવું એથી ઉલટું **ગળેથી દોરી કાઢી નાખવી** એટલે માથેથી જોખમ ઉતારી નાખવું. 'ગળે પવિત્રાં આવવાં' પણ બોલાય છે.)

૨. જુઓ ગળે આવવું.

૨. મુશીબત પડવી; ઘણુંજ બ્હાવરૂં બની જવું; ઘણુંજ ગભરાઈ જવું.

**ગળે નાખવું,** માથે ઢોળી પાડવું; જવાબદારી અથવા જોખમ ઠોકીને શીર નાખવું.

**ગળે પડવું,** આળ ચડાવવું; તહોમત મૂકવું; દોષ દેવો; ગુન્હામાં આણવું.

૨. કબૂલ કરવાની ફરજ પાડવી; કોઈ કામ કરાવી લેવાને કાલાવાલાથી બળાત્કાર કરવો; સામા માણસને કરવાની જરૂર પડે તેવા અતિશે કાલાવાલા કરવા

૩. બથાવી પડવું; વગર હક્કે જબરદસ્તીથી માગવું; પારકું તે પોતાનું છે એમ કરી દાવો કરવો

૪. (વ્યસન.) 'અફીણ ગળે પડયું છે.'

"અફીણને અમળા છે સરખી,
ગળે પડ્યાં નવ છૂટેરે."

કવિ દયારામ.

**ગળે પાણી ન પડવા દેવું,** અતિશય સંતાપવું, નિરાંતવાળા બેસવા ન દેવું; ઘણી ઘણી રીતે દુઃખ દેવું.

**ગળે ફાંસી આવવી,** જીવના જોખમમાં આવી પડવું; ફસાવું; સપડાવું

**ગળે બાંધવું,** જોરજુલમ-બળાત્કાર કરવો; માથે નાખવું.

૨. પાલણપોષણ કે દેખરેખ કરવા અર્થે કોઈનો હવાલો લેવો.

૩. કબૂલત આપવી.

૪. આરોપ મૂકવો.

૫. વ્યસન રાખવું.

**ગળે હાથ મૂકવો,** સોગન ખાવા; સમ ખાવા;

"તમે જાૂઠા ગળે હાથ વાઓ;
તમે મુજને મારી ઘેર જાઓ."

પ્રાચીનકાવ્ય.

ગળે હાથ નાખવો એ પ્રેમના આવેશમાં.

**ગાંઠ કરવી,** પૈસા એકઠા કરીને ગાંઠે બાંધવા.

"છો રાડ અથડાતી; ગાંઠ કરીને બેઠીછે તે મને ઝેર ખાવાનેય,કામમાં નથી લાગતી."

સરસ્વતીચંદ્ર.

**ગાંઠ પડવી,** વેર બંધાવું; અંટસ પડવો; હૈયામાં આંટી રાખવી, અદાવત-કીનો-વેર રાખવું.

૨. મૈત્રી બંધાવી; ઐક્ય થવું.

"શશિઉરમાં લપટાઈ, આ શાંતિ ધરે પ્રકાશ, જુઓ જુઓ પ્રિયગાંઠ, એ એની કેવી પડી આ, એવી ગાંઠ મુજ શુ રચોની?"

સરસ્વતીચંદ્ર.

**ગાંઠ બાંધવી-વાળવી,** સ્મરણમાં રાખવું. (ઘણા લોકો અમુક બાબત યાદ રહે એટલા માટે કસે ગાંઠ બાંધે છે તે ઉપરથી)

૨. અંટસ-કીનો રાખવો.

૩. નિશ્ચય કરવો; નક્કી કરવું; ખાત્રી કરવી (મનસાથે.)

"ઘરમાંથી ભેળા થઇને સૌ બોલ્યા એવું માળી; પુષ્પ પત્ર દ્વિજને નહિ દઇએ અરે ગાંઠ એ વાળીરે." વસ્તી.

જૈનચરિત્ર.

"બાઈમાણસ સાથે એકાંતમાં હવે ન રહેવું એવી મનમાં ગાંઠ વાળી."

સરસ્વતીચંદ્ર.

**ગાંઠ મારવી,** ઉપર કે નીચેનાં કન્નાં આગળ કનકવો વધારે લોટે અગર વધારે લોટનો હોય તો તે કમી લોટે એટલા માટે ગાંઠ બાંધવી.

**ગાંઠગડકો,** કુડકપટ; વાધોવચકા; બાધ; સંશય, વહેમ; ખટકો.

**ગાંઠનું ગોપીચંદન,** ગાંઠનો-પોતાનોજ ખર્ચ; ગેરફાયદો; (-કરવું-ખોવું-ઘસવું એમ કહેવાય છે)

"જે વિદ્વાનોને લખવાનો એક શોખજ પડી ગયો છે-લખવાનું વ્યસનજ લાગ્યું છે તે ફક્ત ગાંઠનું ગોપીચંદન કરીને પણ એ કામ બજાવે છે"

પ્રિયંવદા.

"કવિ થવા કો ન કરે મન તેનાં બે કારણ,
ગાંઠનું ગોપીચંદન ઘસવાનો એક છે."

વિજયવાણી

**ગાંઠે કરવું,** સંગ્રહ કરવો (પૈસાનો)
'એણે ઠીક પૈસો ગાઠે કર્યો છે!'

**ગાંઠે બાંધવું,** પોતાનું કરી લઈ પાસે રાખવું-કબજામાં રાખવું.

"વહુને પિયર તરફથી જે મળે તે સાસુને નહિ આપતા પોતાની ગાંઠે બાંધે છે"

**ગાંડું ઘેલું થવું,** કુરબાન થવું; ઘેલા થવું; ચકિત થઈજવું; વિસ્મય પામવું. (હર્ષમાં અથવા પ્રેમના આવેશમાં.)

"તે પુત્રીનાં માબાપ એને જોઈ ગાંડાં ઘેલાં બની ગયાં હતાં."

નવીપ્રજા.

**ગાગર જેવડું પેટ,** મોટું પેટ (કદમાં.) સાગર જેવડું પેટ એ ઉદારતામાં.

**ગાજર તાણવું,** ગાજરના જેવા આકારનું કપાળે ટીલું કરવું (મશ્કરીમાં.)

"ગજે મોટા રુદ્રાક્ષના મણકાની માળા પહેરેલી હતી ને કપાળે ગાજર તાણ્યું હતું,"

તારાબાઈ.

**ગાડરિયો પ્રવાહ,** ગાડરની પેઠે એકે કર્યું તેમ બીજાએ કરવું, એવી જે રીત -ન્યાય તે; વિચાર કર્યા વિના એકની પાછળ બીજાએ ધસડાવું તે. **ગાડરિયો સંઘ** પણ કહેવાય છે. એક કવિએ કહ્યું છે કે,

गतानुगतिको लोको
न लोकः पारमार्थिकः
तातस्य कूपोऽयमिति
क्षारा मूढः पिवत्यपः ॥

**ગાડાના પૈડાજેવો (રૂપિયો,)** ગોળ મટોળ અને ઘણોજ જરૂરનો; ઘણી જગાએ કામ આવે તેવો.

**ગાડાના હેડા જેવડું નાક,** ઘણુંજ મોટું નાક; પ્રમાણમાં જેવડું જોઈએ તેથી વધારે મોટું.

**ગાડું ગબડાવવું,** કામ બંધ ન પડવા દેતાં આગળ ચલાવવું (ધીમેધીમે થતું હોય તે.)

**ગાડું ચાલવા દો,** કામ આગળ થવાદો; ધીમેધીમે આગળ વધો; થોભો-અટકો નહિ.

**ગાડે ગાડાં આબરુ,** બેઆબરુ (વાકામાં.) નામીચા લુચ્ચાને વિષે બોલતાં એ વપરાય છે.

'આબરૂ ઉભરાઈ જાયછે-વેરાઈ જાયછે એમ પણ બોલાયછે.

**ગાડે ચઢીને ગ્રહણ જોવું,** તારી માએ ગાડે ચઢીને ગ્રહણ જોયું હતું કે શું? એમ ગ્રહણઘેલા છોકરાને વિષે બોલતાં વપરાયછે.

**ગાડે ચઢીને મોત આવવું,** ઓચિંતું આવી બનવું.

"પછી પંડિતોએ વિચાર કર્યો કે હવે ગાડે ચઢીને મોત આવ્યું."

બોધસુબોધરત્નમાળા.

**ગાડે જોડાવું-જોતરાવું,** બળદ ગાડે જોતરાયા હોય એવી સ્થિતિમાં આવવું; પીડામાં પડવું; કોઈને કોઈ નવા કામમાં કે જં-

જાતમાં પહેલવહેલું નાખ્યું હોય એવી સ્થિતિમાં આવી પડવું; દુઃખ દેવું-હરકત કરવું-કંટાળો આણવું જે કામ તેમાં નવું સવું શુંથાવું.

૨. 'સંગતિદોષ આવવા; કોઈનું જોઈને તેના જેવું કરવું; દેખાદેખી કરવું ( નઠારી બાબતમાં. )

'તું એ તેની સાથે પાછો ગાડે જોડાયો!"

**ગાદિએ બેસવું**, રાજાની આણ ફરવી; અમલ ચાલુ થવો.

**ગાબડી મારી જવું**, એકાએક ગેરહાજર થઈ રહેવું 'અથવા બ્હાનું કાઢી જતું રહેવું; ગોદું દેખાડી જઉંછું એમ કહ્યા સિવાય પોબારા ગણવા ( કોઈ કામમાંથી કે જવાબદારીમાંથી છટકી જવા સારૂ )

**ગાબડું પુરાવું**, ખોટ-નુકસાન-ખાડા પૂરાવા. ( કરજ વગેરેના )

' તેનું ગાબડું પૂરાવું બહુ મુશ્કેલ છે. )

**ગાભા કાઢી નાખવા**, માર મારીને કે અતિશય કામ કરાવીને ઘાણ-ભૈંચા કાઢી નાખવા; હાડકાં પાંસળાં નરમ કરી નાખવાં; આટો કાઢી નાખવો

**ગામ ગાંડું કરવું**, રૂપ-ગુણ-ખુબીથી વશ કરી નાખી મોહ પમાડવો-મોહ પમાડી સમાજને ગાંડા જેવો કરી મૂકવો

"નંદ નંદન અલબેલડોરે, એનાં વહાલાં લાગે છે વેણ, સાંભળ સહી મારી"

"ઘેલું કીધું ગામ ગોકળીઉંરે, એનાં કામણગારા નેણ; સાંભળ સહી મારી."

કવિ દયારામ.

"ગામ સર્વને રે તેં ઘેલું કર્યું, અબળાઓ અમારે હાથ."

હારમાળા.

**ગામ માથે કરવું**, કંઈ ખોવાયું હોય તેને માટે આખા ગામમાં શોધી વળવું.

**ગામ હલાવીનાખવું**, જાગૃત કરવું, ઉશ્કેરવું; ઉશ્કેરવું; જગાડવું; હોકારા પાડી ચંચળ-જાગૃત-ધામધુમવાળું-ગાજતું કરવું.

**ગામનું પાપ**, ગામના લોકને દુઃખ દેતું માણસ; ગ્રામકંટક.

**ગામનો ઉતાર**, ગામનો ખરાબમાં ખરાબ માણસ,ગ્રામકંટક; ગામના સઘળા લોક પૈકી દુઃખ દેતો-જુલમગાર માણસ; ગામને કનડનારો.

**ગામેગામનાં પાણી પીવાં**, ઘણી મુસાફરી કરી હોશિયાર બનવું; બહુ બહુ જાતનો-ઠેર ઠેરનો અનુભવ મેળવી પાકા થવું.

**ગાયકવાડી ચાલવી**, અવ્યવસ્થા-અંધેર ચાલવું. ( પ્રથમ ગાયકવાડી રાજ્યમાં બહુ અંધેર ચાલતું હતું તે ઉપરથી )

**ગાય વીઆવી**, બે કે તે કરતાં વધારે છોકરાં ( નાનાં ) સાથે જમવા બેઠાં હોય તો **'કોની ગાય વહેલી વીઆય છે'** એમ વડિલ તરફથી તેઓ ઝટ ખાઈ લે અથવા કાંઈક વધારે ખાવાની લહેજતમાં પડે એટલા માટે પોતાની તરફ ધ્યાન ખેંચતાં કહેવામાં આવે છે.

**ગાયના ભાઇ જેવું**, મૂર્ખ, બુડથલ; સમજોબું કંઈ ન સમજે એવું

**ગાયનું ભેંસ તળે અને ભેંસનું ગાય તળે**, વ્યવસ્થા વિનાનું, અગડં બગડં; જ્યાં જોઇએ ત્યાં નહિ અને ન જોઇએ ત્યાં ખરૂં; અવ્યવસ્થિત; ગરબડ સરબડ; ઊંધુ છતું-મથરપથર કરી મૂકેલું એવું જે કંઈ તેને વિષે બોલતાં વપરાય છે.

**ગાલપર ગાલ ચઢવા**, ગાલ પુષ્ટ થવા; બેવડા થયા હોય એમ જણાવું.

**ગાલમાં હસવું**, મંદ મંદ હસવું, મોઢું મલકાવવું; બહારથી ગંભીર ચહેરો રાખી મનમાં હસવું; દાંત ન જણાઈ આવે એવી રીતે હસવું.

**ગાલલું કાઢવું**, જે કરવું જોઇએ તે બ્હાનું કાઢી ન કરવું.

**ગાળિયું કાઢી નાખવું**, કામ કરતા વચમાંથી જતા રહેવું, યુક્તિ કરી બંધનમાંથી છટકી જવું-મુક્ત થઈ જવું, માથે નાખેલા કામમાંથી ખસી જવું; જે કરવું જોઈયે તે બ્હાનું કાઢી ન કરવું.

"ખાવાપીવામાં તેને કોઈ તરેહની હરકત પડવા દેતી નહિ, કોઈ વાર અળસાઈને ગાળિયું કાઢી નાખવા ધારતી હોય તો મોએ ચઢાવેલી ધનલક્ષ્મી તેનું કંઈ ચાલવા પણ ન દે"

બે બ્હેનો.

**ગાળી ગાળીને**, (કામ કરવું), વિચારીને વિચારીને, સમજી સમજીને વાત ગળણે ગાળીને પણ બોલાય છે

**ગાળે ગાળે ઘાલવું**, ઉપરા ઉપરી ગાળા બાંધી હલકું પાડવું

**ગિલ્લા ગણાવા**, નિંદા થવી ગિલ્લા ઉડાવવા–કરવા–ગણવા એમ પ્રયોગ થાય છે

'તેના બહુ ગિલ્લા ગણાય છે'

**ગીત ગા ગા કરવું**, ઉપકાર વગેરે કર્યું હોય તે વારવાર કહી બતાવવું, વખાણ કર્યા કરવા ગાણું ગાવું પણ બોલાય છે

"તારૂં ગાણું ગાય છે મારૂં ગોગદે"

દેશી ગીત

**ગુણા ભરી જવા**, (ગુણ=દાણા ભરી ગધેડા ઉપર લાદવાની કોથળી, તે ઉપરથી) સરસામાન લઈ જતુ રહેવુ, નાશી જવું, પોબારા ગણવા, ઘર વાખરો ઉપાડી જવો ખડીયા ભરવા પણ બોલાય છે

'અધિકારીની ખરડીની સાથેજ જડભરત આશ્રિતોને ગુણા ભરવા પડે છે'

ગર્ધવસેન

**ગુંદરીઉં ચોટવું**, લફરૂં વળગવું, છુટકો ન થાય એવી પીડા વળગવી.

"નથી માતાપિતા સહુ ખોટું છે એ તો તને માયાનું ગુંદરીઉં ચોટયું છે"

કવિ બાપુ

**ગુંદીપાક આપવો**, (વાંસામાં) મુકીએ મુકીએ મારી નરમ કરવું, નરમ ઘેંસ કરવું

"માર્ગમાં જે માણસ મળતુ ગયું તેને ગુંદીપાક ખવરાવીને સંતાડેલે ખજાનો ખોળી આપવાની ફરજ પાડવા માંડી"

કુંવારી કન્યા

**ગુપ્ત ગંગા**, જેના મનનો મર્મ ન જણાય એવી સ્ત્રી (શિવની જટામાં સંતાઈ રહેલી તે ઉપરથી)

**ગુમડે ઘસી ચોપડવાનો?** મતલબ કે શા અર્થનો? જે માણસ કોઈ જરૂરને પ્રસંગે કામમાં ન આવતું હોય તેને વિષે બોલતાં વપરાય છે

"ગુણસુંદરી ભૂખે મરે તો સાહસરાય એને ઝેર ખાવા કોડી સરખી આપવાનો હતો? અને દુ:ખમાનું પણ અત્યારે ગુમડે ઘસી ચોપડવાના કામનું નહિ, એમ દુ નહિ થવા દઉં"

સરસ્વતીચંદ્ર.

**ગુરૂ આદેશ**, કાનફટા વગેરે નાથ લોકો એક બીજાને મળતા એમ બોલે છે

**ગુરૂ મંત્ર મુકવો**, ચેતવવું, ભણાવવું, ઇસારો કરવો, ઉશ્કેરવું

**ગુરૂ મળવા**, પોતાનથી ચઢિયાતા ગુણવાળો અથવા પોતાનેજ બોધ આપનારો બીજો કોઈ અધિક શક્તિવાળો મળવો

"તું પણ મારો ગુરૂ મળ્યો, અથવા મારૂંજ પુન?"

સરસ્વતીચંદ્ર

**ગુલાબી ઊંઘ**, (ગુલાબના ફુલમાં માર્દવત્વ અને આહ્લાદકત્વના ગુણ છે તે ઉપરથી) ઘણી મીઠી ઊંઘ

"સવારના પહોરની ગુલાબી ઊંઘ ખોવરાવી અર્થ વગરનું રોજ હડેલહોમ કરાવો છો એમાં શો લાભ છે?"

ગર્ધવસેન

**ગોકુળપુરી**, છૈયાછોકરાં, ચાકર નફર, ઢો

રટાંખર જ્યાં પુષ્કળ હોય એવું ઘર કે ગામ.

'ઘરમાં ગોકુળપુરી જેવુ લાગે છે.'

**ગોકુળિયો રોગ**, કામથી–વિરહથી થતો રોગ-પીડા.

"આ બેરી, અરે, નાની છોકરીના મોં ઉપર કાંઈ રોગ તો જણાતો નથી; એને તો ગોકુળીઓ રોગ થયો છે."

ભટનું ભોપાળું.

**ગોખી નાખવું**, (ઘુવ=ઘૂમ પાડવી તે ઉપરથી) અધમૂઉં કરી નાખવું. ધમકી આપતાં પણ વપરાય છે. 'બહુ બોલ્યો તો ગોખી નાખીશ'

**ગોચલાં ગણવાં**, મનમાંને મનમાં કાંઈ અમુક બાબતને માટે તર્ક વિતર્ક કે શંકા ઉઠાવ્યાં કરવી; દૃઢ નિશ્ચય પર આવી વાતનો ખુલાસો ન કરવો.

"એ કેન્ટોનિયો પૈસા વાસ્તે ઘણો આતુર હતો તેથી શાઈ લોક મનમાં ગોચલા ગણે છે 'ને કંઈ ઉત્તર આપતો નથી"

રો. કથાસમાજ.

**ગોટપીટ કરવું**, અંગ્રેજી ભાંગું તૂટું બોલવુ.

**ગોટીઘાલ્યો**, (ગળે ગોટી–નાની સરખી ગાંઠ નીકળે છે ત્યારે બરાબર ખવાતુ નથી તે ઉપરથી) એ પ્રયોગ બાળકોને લાડમાં ધમકાવતા વપરાય છે.

**ગોટો ઘાલવો**, ઉકેલ–ખુલાસો ન માલમ પડે તેમ અસ્તોવ્યસ્ત કરી નાખવું; ગુચવણ-ભૂલ કરવી;

૨. રુપિયા વગેરે લઈ છાનુંમાનું નાસી જવું

૩. દેવતા મૂકવો.

૪. વચ્ચે ફાસ મારવી; અડચણ આણી મૂકવી; સલાહસંપ ચાલતો હોય ત્યાં કુસંપ કરાવવો.

**ગોટો વાળવો**, ઊંધુ ચતું કરી નાખવું; ઉથલપાથલ કરી ગોટાળો–ગરબડ કરી મૂકવી. (કામમાં)

"ઉપરીઓ ફરીયાદ કરનારને ગમે તેમ સમજાવી કાઢી મૂકે અથવા કામ ચલાવવાની જરૂર પડે તો તેમના કામનો ગોટો વાળી ઉડાવી દે."

ગર્ધવસેન.

૨. બોલવામાં લથડવું; અટકી પડવું; અચકવું. 'તેણે હવે ગોટા વાળવા માંડ્યા.

૩. રુપિયા વગેરે લઈ છાનુંમાનું નાશી જવું.

૪. ગુંચવણ–ભૂલ કરવી.

**ગોણણી વાળવી**, સુવાસણને જમાડવી.

**ગોથ ખાવી–મારવી**, કનક્વાનું ઉંચે માથે નીચું વળી જવુ–સુઈ જવુ.

**ગોથું ખાવુ**, છેતરાવુ; ભૂલ કરવી; ભૂલાવામાં પડવુ; ગફલત કરવી.

"કનકમાલિકાને સુવર્ણહંસરાજિકામાં શોધ કરવા મોકલી તે ત્યાંની ત્યાંજ રહી, ગોપબંધુએ એને પણ ગોથું ખવરાવ્યું છે કે શું? જો એમ ન હોય તો આટલી બધી વાર કેમ લાગે?"

સત્યભામાખ્યાન.

'તેણે તે કામમાં જબરૂં ગોથું ખાધું'

"જેનું કામ તે તેણે થાય,
બીજા કરે તે ગોથું ખાય."

પ્રાચીન કાવ્ય.

**ગોથું મારીને સુઈ જા** એટલે ઊંધે માથે પડી રહે.

**ગોધરાની ડાકણ**, (ગોધરા તરફ ડાકણો બહુ હોય છે તે ઉપરથી) ગોધરાની ડાકણ જેવી દેખાતી હરકોઈ સ્ત્રીને વિષે બોલતાં વપરાય છે (ખેડા કે પંચમહાલ જીલ્લા તરફ)

**ગોધે આવવું**, ગાયે ભવાણે આવવું.

**ગોપીચંદન કરવુ**, વસ્તુને ભાંગી તોડી તેનું નામ ન રહે તેમ કરવું, સંહાર કરવો
૨. નુકસાન કરવુ, બિગાડ કરવો

**ગોફણિયા લાડુ**, ગોફણમાના ગોળા જેવા નાના થોડા ઘીના ગબડતા લાડુ

**ગોરધન પર્વત**, અન્નનો મોટો જથ્થો
કાર્તિક શુ૦ ૧ ને દિવસે ગોવર્ધન પર્વતને નિમિત્તે અન્નના સમુદાયનો ગોવર્ધન કરીને ગોવર્ધન સહિત श्री कृष्ण प्रीत्यर्थं गोवर्धन पूजन गोपालपूजनात्मक महोत्सव करिष्ये । એવો સંકલ્પ કરી ગોવાળોની પૂજા કરવાની રૂઢિ છે, એ રૂઢિમા પોતાની સંપત્તિ પ્રમાણે મહા નૈવેદ્ય અન્નનો પર્વત કરી ) દેવામા આવે છે તે ઉપરથી ભાણામાં બહુ પીરસાયુ હોય ત્યારે કહેછે કે આ શો ગોવર્ધન પર્વત પૂર્યો છે ?

**ગોરસો વાસવો**, રસ્તો ન નીકળે, કામમા સઝ ન પડે એવી આંટડમા આણી મૂકવું, સુથારો ઠરી મેલવો, નીકાલ ન થાય ને ખોટી થઈ રહેવુ પડે એવી અડચણ લાવી મૂકવી
૨ ઘુમાતુ ઘુંધવાતુ મોઢુ રાખવુ
૩ વસ્માદ ચઢી આવવો

**ગોલખમાં નાખવુ–મૂકવ**, ઠેકાણે કરી દેવુ, ગલ્લામા મેલવુ, પોતાનુ કરીને પોતાના કબજામા રાખવુ

**ગાવાનુ ગડગડિયુ**, ( ગડગડિયુ–ગડગડ થતા અવાજવાળુ શ્રીફળ મહેમાનને વિદાય કરતી વખતે આપવાની રૂઢિ છે ગોવામાં શ્રીફળની છત વિશેષ છે તે ઉપરથી ગોવાનુ ગડગડિયુ અને તેના લાક્ષણિક અર્થે ) રજા બરતરફી, થીફળ વિદાયગિરી
"દાવાનળ વખતે જેમ લીલુ સુકુ સર્વ બળીને ખાખ થઈ જાય છે તેમ અધિકારીની બની ગયા નાલાયક આશ્રિતોની સાથે ભોગજોગે સારો નોકર હોય તેને પણ ગોવાનું ગડગડિયુ

**ગોળ ખાધા સાથે કામ**, ખ... છાપનમા ન પડતાં ફાયદો
૨ અર્થની સિદ્ધિ સાથે કામ
"આપણે ગોળ ખાધા સાથે ... તેનો હાએ હા ભણીને હળવે ... કામ કાઢી લેવુ "

"વયસ્ય, આ અવસર ગ... ગોળ ખાઈ લીધા જેવો છે "
ત

**ગોળગોળ**, મતનમ ન સમજાય ... ડિયુ, અડવુંપડધું, અહિનું તહિ...
ગોળ કરી નાખવુ એટલે ... સામાનુ મન પીગળાવી દેવુ, નરમ કરી દેવુ મન મનાવવુ મતમા લાવવુ
"વાક્ચાતુર્યથી સરદારનાએ સ... ગોળ કરી નાખ્યો, અને વાતમ... તમા કહ્યું કે સુબાસાહેબ શો... કરૂ ભૂલો છો ?'
ગુ જુ

**ગોળધાણા વહેચવા** વધામણીમાં ... સારા કામના આરંભમાં ખુશબખ્ત... ગોળધાણા વહેચવાની રીત છે તે... ખુશબખ્તી થવી, સગ્યા મોઢાં ... જય–ફતેહ થવી, આનંદ દર્શાવવો

**ગાળ ભમરડા જેવુ**, ન સમજાય ...
૨ ભમરડાના આકારનું, મોઢુ ...
ખાતન

**ગોળવાળી જીભ**, મીઠી–મધુર શ... લનારી જીભ 'એની જીભમા ગો... એમ પણ બોલાયછે

**ગોળના પાણીએ ન્હાયા,** છેતરાઈ ગયા; ભૂલ થાપ ખાધી; ભૂલાવામાં પડયા.

'આવ્યા એવા જાઓ ને ગોળના પાણીએ ન્હાઓ' એ કહેવત છે.

**ગોળનું ગાડું,** ખુશાલી ઉપજે ને મોઢાં ગળ્યાં થાય એવો કોઈ મોટો લાભ.

"રામ નામની ધુન લગાવે, અલમસ્ત જોગી અનેક, ત્યારે યાદ પરશુરામ કરાવે વિસરાવી વાણીને વિવેક, ગોળનું ગાડું દાખેરે, કર્મકુટ કેતી કહું."

ધીરો ભકત.

"એ ન્યાયાધીશની પાસે એકાદ મુકર્દમો, ટંટો કે ફરિયાદ આવી કે જાણે ગોળનું ગાડું મળ્યું."

કૌતુકમાળા.

**ગોળમટોળ,** ગોળ; અને તે પરથી લાક્ષણિક અર્થે શૂન્ય; રદ; બાતલ.

**ગોળાને તળિયે તાવ આવ્યો,** તાવ આવ્યો ન હોય અને શરીર ગોળાના તળિયા જેવું ઠંડું હોય તેમ છતાં કોઇ કહેશે કે મને તાવ આવ્યો છે તો તેને કહેવામાં આવેછે કે શું તને ગોળાને તળિયે તાવ આવ્યો છે? (મશ્કરીમાં)

**ગોળી બેસવી,** ધોકકો પહોંચવો; માણસ અથવા પૈસા સંબંધી મોટું નુકસાન થવું; માણસ અથવા પૈસે ટકે ભાગી જવું.

એ બિચારા ને ઘેર ગોળી બેઠી."

"આ તો કંસારના મેમાન છે તેથી પાંચસાત રૂપિઆને ઘેર ગોળી આવે એવુંછે."

કૌતુકમાળા.

**ગોળી વાગવી,** ગોળી વાગી હોય તેવી દશા થવી; ધોકકો લાગવો; માર્યું જવું.

૨. એકાએક અડચણ આવી પડવાને લીધે કંઇ કામ ન થઈ શકવું.

**ગોળીએ પડવું,** કોઈ ધોકા-નુકસાનને લીધે માર્યું જવું

"બુદ્ધિ રણમાં પડી ગોળિયે, શૌર્ય થયું દીસે ઘાયેલ; માથુંરે' ધડપર ચોટયું પણ, પડે પાઘડું ડક્ હેડળ."

પાણિપત.

**ગોળીનું પાણી સુકાવું,** માણસે ભાગી જવું; માણસ કે પૈસા તરફનું મોટું નુકસાન થવું.

'કંકાસથી ગોળીનું પાણી પણ સુકાય.'

**ગોળે વીંટાળીને કહેવું,** સામા માણસને સારૂં લાગે એમ મધુર શબ્દોથી બોલવું; ઉપર છપરથી મધુર શબ્દો વાપરી પોતાને જે કહેવું હોય તે બંધ બેસતું કહેવું.

**ગોળો ગબડાવવો,** વચમાં હરકત કરવી; અડચણ નાખવી (કાંઈ બોલીને અથવા કાંઈ ન જાણે એમ યુકિતથી-પ્રપચથી.)

ભવિષ્ય ભાવનાના રંગપર ચઢી મિથ્યા મનોરાજ્યના ગેબી ગોળા તે ગબડાવવા લાગ્યો."

અરેબિયન નાઇટ્સ.

"માજીએ એવાં બેઠાં ઘડપણમાં કેવા ગોળા ગબડાવેછે તે કંઇ જાણ્યું કે? બીજી પત્નીની તપાસ કરાવેછે."

તપત્યાખ્યાન.

**ગોળોને ગોફણ સાથે ગઈ,** બલા બલા બધી સામટી ટળી ગઇ,-જતી રહી; તમામ નડતર દૂર થયું.

**ગોળોપિંડાળો,** ગોટાળો; ગરબડ ગોટો; ઊંધું ચત્તું-સથર પથરકરી મૂકેલું તે.

"આ ઠેકાણે ફારશી શબ્દ કેમ લખ્યો ને આ ઠેકાણે સંસ્કૃત કેમ લખ્યો એવી આભડછેટથી અમે ડરતા નથી પણ અમુક વિચાર પદ્ધતિમાં ગોળોપિંડાજો વળેલો હોય તેથી અમે બહુ ભય પામીએ છિયે.

પ્રિયંવદા.

**ગોળો વાળવો,** ઊંધું ચત્તું કરી મેલવું; ન સમજાય એવું સથેરવથર કરી નાખવું;

અગડબગડ—અવિચાર વિનાનું કરી બગાડી નાખવું

**ગૌડ બંગાળી,** (ગૌડ અને બંગાળા એ દેશના લોકો જાદુઈ કળાને માટે પ્રખ્યાત છે તે ઉપરથી) જાદુગર—જાદુ મંત્ર જાણનારો

૨ સાધારણ બુદ્ધિના લોકથી ન સમજાય અને અચંબો લાગે એવી કૃતિઓ જાણનારો કારણ—યુક્તિ ન માલમ પડે એવો અજાયબ એમ કરનારો

**ગૌમુખો વાઘ,** જેનું મોઢું ગાયના જેટલું ગરીબ પણ કાળજું વાઘના જેવું ક્રૂર હોય તે, અંદરથી વાઘ જેવો નિત્ય પણ બહારથી ગાય જેવો દેખાતો હોય તેવો પુરૂષ અથવા સ્ત્રી

**ગ્રહ કઠણ થવા,** દિવસ વાંકા થવા, નસીબ દૈવ પ્રતિકૂળ થવું

**ગ્રહ ગામ જવા,** દહાડા વાંકા હોવા, નસીબ પ્રતિકૂળ હોવું, સારા ગ્રહ ઠેકાણે ન હોવા, સિકંદર પાધરો ન હોવો

૨ અક્કલ—બુદ્ધિ જવી

'ખરૂં પૂછો તો મારા દહાડાજ વાંકા બેઠા છે અને મારા બધા ગ્રહોએ ગામ જવા માંડયું છે અને મારી દુર્દશા થવાનો સમય પાસે આવતો જાય છે"

કરણ ઘેલો

"મારા ગ્રહ ગામ ગયા નથી કે વઢવા આવી, સોળ સહસ્ત્ર સાલ હોરા[illegible] બીજી વાર લઢવા આવી કબજું કર[illegible]

સત્યભામ[illegible]

"ભુભારકર કહછે, જો, હવે કર[illegible] ગ્રહ ગામ નથી ગયા કે હું વિચાર [illegible] ના તારી સાથે બોલું"

ભામિન[illegible]

**ગ્રહ ઘરેણે મૂકવા,** નસીબ પ્રતિકૂળ

૨ અક્કલ ગુમાવવી, બુદ્ધિ ખોવી

'મારા ગ્રહ ઘરેણે નથી મૂક્યા તો, તમારૂં માનું—કદાપિ તમારૂં કહેવું ખ[illegible] તોપણ"

તપત્ય

**ગ્રહ વાંકા હોવા,** સિતારો પાધરો [illegible]ન દહાડા નબળા હોવા, નસીબ અનુકૂળ ન[illegible]

'મધુરીબેના મુખે, હરિ ગુણો સુણ[illegible] ધરા થાય ગ્રહ હોય વાંકા"

નર્મ[illegible]

**ગ્રહણ કાઢવું,** (ઘરમાંથી) ઘર લીંપવું[illegible]વું, ઝાડવું, ભીંતોને છાપરા સાફ કરવા નવેળુ ધોળવું, દીવીઓ ચાકા વગેરે સાફ કરવો, ગોદડીઆ વગેરે કાઢી નાખવા, [illegible] વપરાતા કપડા ધોવા વગેરે ઘર ધોઈ ને સાફ કરવું

## ઘ.

**ઘડો ભરવા જવું,** મરી જવું

(અગાઉ લોકો માળવામાં ઘડો ભરવા જતા હતા, તે ભાગ્યેજ પાછા ઘર તરફ આવી શકતા હતા, કારણ કે તે વખતે ફાંસિયા અને ઠગ લોકોનો ભય બહુ હતો તે ઉપરથી)

**ઘટસ્ફોટ કરવો,** ફરીથી નજ કરવો એવા નિશ્ચયથી સબંધ છેલ્લો તોડી નાખવો, છેડા છુટકા કરવા, (મડદાને બાળીને ચીતા ઠાર્યા પછી છેલ્લી વારે તે ઠેકાણે મોઢું ફેરવી તોડી ફોડી નાખે છે, તે ઉપરથી લાક્ષણિક અર્થે, અથવા ઘટસ્ફોટ સબંધી સિંધુમાં આ પ્રમાણે લખેલું છે—

यस्य घटस्फोट कृतस्तेनसह
सभापण स्पर्शादि संसर्गोन
केनापि कार्य ।
करणे पतित तुल्यता.

અર્થ—જેનો ઘટસ્ફોટ કર્યો તેની બોલવું, સ્પર્શ ઇત્યાદિ સબંધ કોઈએ પણ કરવો નહિ, કરે તો તે પતિત સરખો

છે તે ઉપરથી)

"સુલતાનની પુત્રી સાથે પોતાના પુત્રનાં લગ્ન થાય તે ઉમેદ તો વજીરની પાર પડી પણ તેણે જોયું કે પોતાના પુત્રે પાકો ઠરાવ કીધો છે કે હવે ઘટસ્ફોટ કરવો ત્યારે તેવો નિશ્ચય જોઈ તે ઘણો ગભરાયો."

અરેબિયનનાઈટ્સ.

૨. નિશ્ચય-નિકાલ જાહેર કરવો; તોડ કરવો; છેવટ આણવું.

૩. ઠેકાણે કરવું; મારી નાખવું.

**ઘટસ્ફોટ થવો**, (પ્રેતને લઈ જતી વખતે પાણીનો ઘડો ફોડી નાખવાની રૂઢિ છે તે ઉપરથી) મોત ફરી વળવું; ઘટસ્ફોટ થયો હોય તેવી દશા થવી; મોટી દુર્દશામાં આવી પડવું.

૨. ઠેકાણે થવું.

"મારો ઘટસ્ફોટ ત્યાં જ જાણે થઈ ગયો એટલે કે મારા સંરક્ષણનો પણ કાંઈ ઉપાય રહ્યો નહિ"

અરેબિયનનાઈટ્સ.

૩. જાહેર થવું.

**ઘડાના કળશિયા કરવા**, નકામી ભાંગ ફોડ કરી નુકસાન વેઠવું; ખોટનો ધંધો કરવો.

**ઘડાઈ ઘડાઇ ને ઠેકાણે આવવું**, ઠોકર ખાઈ ખાઇને સુધરવું; અનુભવી બનવું; પુખ્ત થવું; પાંશરૂં થવું.

'ભાઈ ઘડાઈ ઘડાઇને હવે ઠેકાણે આવ્યા છે!'

**ઘડી નાખવું**, મારી મારી પાંશરૂં કરવું; માર મારવો. (ધાતુને ઘડી ઘડીને પાંશરા કરે છે તેમ) ઘડાઈ જવું એટલે માર ખાવો.

**ઘડીઓ ગણવી**, ઘણીજ આતુરતાથી વાટ જોયાં કરવી;

૨. મરવાની તૈયારી પર આવવું.

"મહમુદે પણ જાણ્યું વાત કે, કદાવિ ઘોરો રૂઠ્યો રહે; આવિ ઉભો જ્યાં હતું તિ રૈરી, ભૂમિ પાણિપત ઘડી ગણે.

પાણીપત.

**ઘડીઓ ગણાવી**, (શાસ્ત્રમાં એમ મનાય છે કે માણસનું મુકરર આયુષ્ય હોય છે, ત્યાં સુધી તે જીવેછે. તે ઉપરથી બાકી રહેલી ઘડીઓ પૂરી થતાં તેનો જીવ જવાનો એવા નિશ્ચયથી મરણપથારી પામે સંબંધી વર્ગ બેશી રહેછે તે ઉપરથી) મરવાની તૈયારી થવી; અંતસમય નજદીક આવવો.

"એક ગયો મશાણમાં, બીજાનું ઓસડ થાય રે," ત્રીજાની ઘડીઓ ગણાયછે, ચોથાની હાડકી બંધાય રે, સરજનહાર.

કવિ બાપુ

**ઘડીના છઠ્ઠા ભાગમાં**, સહજ વારમાં; જો જોતામાં; થોડીવારમાં.

"આ પ્રવાસની વાત સાંભળવામાં સેમ્ડિમોનાનું ચિત્ત એટલું બધું પરોવાતું કે જો કોઈ વેળા ઘરમાં કોઈ કામે બોલાવે તો તે વહેલી વહેલી ઘડીના છઠ્ઠા ભાગમાં પરવારી ને ઝટ પાછી આવતી"

ગૃ. કથાસમાજ

"મોટા મોટા મુનિયોનાં વ્રત તો અપ્સરાઓ એ ઘડીના છઠ્ઠા ભાગમાં ભંગ કરાવ્યાં છે."

નવી પ્રજા.

**ઘોડો આગર થવો**, સારો નરસો નિકાલ-ફેંસલો થવો; આખરનું પરિણામ આવવું. (કોઈ અનિશ્ચિત વાતને માટે વપરાયછે.)

'ચાક ઉપર પેડો'–ઘડો ઉતરશે કે ગાગર એ શામળ ભટ્ટની બનાવેલી વાત ઉપરથી આ પ્રયોગ નીકળ્યો છે.

**ઘડોઘાટ**, નિકાલ; ફેંસલો. ઘડોઘાટ કરવો એટલે મારી નાખવું; ઠેકાણે કરી દેવું, નિકાલ આણવો; ખરાબ દશાને પ્રાપ્ત કરવું; મોટા નુકસાનમાં આણી મૂકવું; ઘડો ફૂટી જવા જેવી માઠી દશા થવી. (જુઓ ઘટસ્ફોટ કરવો)

"રણજીતને રૂપાળી સાથે સંબંધ હતો, એ દુષ્ટરાયને માલમ પડવાથી એનો ઘડો ઘાટ કરવાનો વિચાર થયો."

સરસ્વતી ચંદ્ર

**ઘડો ફુટવો**, (જુઓ ઘટસ્ફોટ થવો.)

૨. છુપું રહેલું ને કંઈ તે ઉઘાડું પડવું; જાહેર થવું 'પાપનો ઘડો ફુટ્યો.'

૩. (આયુષ્યનો) મરી જવું અથવા મરી જવાજેવી હાલતમાં આવવું; મોટું નુકસાન થવું, તંગીમાં આવી પડવું; પાયમાલ થવું; નહિ જેવું થઈ જવું; ખરાબખસ્ત થવું; દુર્દશામાં આવી પડવું; ખરાબેહાલ થવું; ખંડિત થવું; પડી ભાગવું; ધ્વસ્ત નષ્ટ થઈ જવું.

"ડંકો વાગ્યો આજ ખુબ સુધારા તણો જો ઘડો ફુટી ગયો ટપ વલ્લભ મતનો જો,"

નર્મ કવિતા.

**ઘડો ભરાવો**, ઠેઠ સુધી પહોંચવું; શિખરે પહોંચવું; બદલો અથવા શિક્ષા જે મળવાનુ હોય તે મળવાની તૈયારી પર આવવુ.

"તેના પાપનો ઘડો હવે ભરાયો છે."

૨. (આયુષ્યનો) મરી જવાની તૈયારી પર આવવું.

**ઘડોલાડવો થવો**, (પ્રેતશ્રાદ્ધ કર્યા પછી ઘડા ઉપર લાડવો મૂકીને બ્રાહ્મણને આપવામાં આવે છે તે ઉપરથી) મોત થવું; મૃત્યુ પામવું.

૨. ખરાબ થવું; મોટી નુકસાનીમાં આવી પડવું; ઘડો લાડવો થયો હોય એવી દશા થવી. (લાક્ષણિક)

૩. પાર પડવું—થવું; એક નિશ્ચય પર આવવું.

"આ આખરના પ્રયત્ને હું તેના હાથમાં સજડ સપડાઇ અને સુભાગ્યે કરીને આ પ્રસંગે તમે ત્યાં હાજર હતા તેથીજ હું બચી, નહિતર મારો ઘડો લાડવો થવામાં બિલકુલ બાકી નહોતી"

અરેબિયનનાઈટ્સ.

"જો આપણો ઘડો લાડવો થઈ ગયો તો કોઈ નથી રીસાવનાર કે મનાવનાર, માટે ચાલો જઈ જુની આંખે નવા તમાસા જોઈએ."

તપસાખ્યાન.

**ઘંટ વાગવો**, ખાલી થઈ જવું; ખપી જવું; વપરાઈ જવું. શંખ વાગવો પણ બોલાય છે. 'ઘરમાં ઘંટ વાગે છે.'

**ઘંટડી વગાડો**, મતલબ કે ઘંટડી વગાડી ભીખી ખાઓ—ભીખ માગો. ગોસાંઈ લોકો વગાડી ભીખી ખાયછે તે ઉપરથી અમુક વસ્તુ ખુટી પડેછે ત્યારે એમ બોલાયછે.

**ઘંટીટંકારો કરવો**, ઘંટીના અવાજની પેઠે વારંવાર ટકોર ટકોર-ટોક ટોક કરવું.

**ઘંટીનું પડ ટાંગવું-(ડોકે)**, ઘંટીનું પડ ટાંગવા જેવું કોઈ વસમું લાગે એવું કામ વળગાડવું.

**ઘણ વખતે સાપ કાઢવો**, અણીને પ્રસંગે વચમાં અટકાવ નાખવો.

**ઘણાં વાનાં**, ઘણી રીતની સમજણ; બહુ બહુ રીતે સમજાવવું તે.

૨. ઘણો વખત રોકે એવું કામ શરૂ કરવું અને પછી તે ઉતાવળથી પૂર્ણ કરવાની આશા રાખવી.

**ઘણાઘણી**, ઘણો સ્નેહ-વ્યવહાર.

**ઘણું કરવું**, ઘણાં ઘણાં વાનાં કરવાં; બહુ બહુ રીતે સમજાવવુ.

**ઘણું હોવું**, ઘણો મંદવાડ હોવો.

'હાલમાં એને ઘણું છે માટે જોવા જાઓ."

**ઘનચક્કર**, (ઘન-વાદળ+ચક્ર) ઘનચક્ર-વાવાઝડમાં ચઢેલું-વાયે ચઢેલું તે ઉપરથી ઉધાનપાયા; વલવલતું; ચસ્કેલ; ઉડાક તબિયતનું; વાહંડી, કુઢંગી.

**ઘનપાઠી વેદીઓ**, (વેદ ભણવાના એક પ્રકારને ઘનપાઠ કહે છે તે ઉપરથી) સાર

સમજ્યા સિવાય જેમ તેમ પઢ્યાં કરે તેને વિષે બોલતાં વપરાય છે.

**ઘર આંગણું કરવું**, (ઘરમાં જવું ને બારણે આવવું- ઊંચે જીવે ). કોઈની વાટ ઘણી જ અધીરાઈથી જોયાં કરવી; કોઈની રાહ જોવા આતુર રહેવું; કોઇને માટે ઘણીજ ઈંતેજારીમાં રહી ઘરમાં જવું ને બહાર આવવું.

"આપ સવારના ક્યાં સિધાવ્યા હતા? મેં તો આખો દહાડો ઘર આંગણું કર્યું, ને રોઈ રોઇને દુશ્મનનો જહાડો ગુજાર્યો."

તારાબાઈ.

"હું તો તુજ પાખે ઘર
આંગણું કરતી હતી રે,
મારી રાધા મારા
લોચનનો શણગાર,
મારી લાડઘેલી લાડણી રે."

કવિ દયારામ.

**ઘર ઉખડી જવું**, નસંતાન જવું; પાછળ વંશમાં કોઈ વસનાર ન રહેવું. 'ઘર ઉખેડી નાખવું' એટલે પાછળ કોઈ રહેવા ન પામે એવી દશા કરવી; ઘર પાયમાલ કરવું.

"રાજાએ તે દિવસે મને ગામ જવાનો હુકમ કીધો, તેની મતલબ હવે સમજાઈ; તે દુષ્ટ ચંડાળનો મારૂં ઘર ઉખેડી નાખવાનો વિચાર હતો."

કરણઘેલો.

**ઘર ઉઘડવું**, ફાયદો થવો (ઘરમાં,) કલ્યાણ-સારૂં થવું; પ્રાપ્તિ થવી.

૨. પરણવું અથવા છોકરૂં થવું; વંશ જાળવી રાખનાર પુત્રનો પ્રસવ થવો.

"તું હજી ગરીબનું ઘર ઉઘાડશે એ તારૂં ભાગ્ય."

સરસ્વતીચંદ્ર.

**ઘર ઉજળું થવું**, ઘરની આબરૂ વધવી.

**ઘર ઉઠાવી-ઉપાડી લેવું**, ઘર ચલાવવું; સંસાર વહેવાર ચલાવી લઈ બૈરાં છોકરાં વગેરેનું પોષણ કરી રૂડી રીતે દહાડા કાઢવા.

"ઘર ઉઠાવી લીધું એમ નવી સ્ત્રીએ જલદીથી કહેવડાવવું જોઇએ."

નર્મગદ્ય.

**ઘરનો ભાર ઉપાડી લેવો** પણ બોલાય છે

"ઘરનો ઉપાડો ભાર,
જુક્તિ ચલાવી રે;
વણસાડો ન લગાર,
ઘર લાજ લાવી રે."

* * *

"ભલું ઉપાડી લીધું ઘરને,
વળી તરાવ્યું કહાવે રે."

નર્મકવિતા

**ઘર ઊભું રહેવું**, સંસારવહેવાર સારી રીતે નભવો; ઘરનો મોભો જળવાઈ રહેવો.

૨. ધણીનું નામ રહેવું. એથી ઉલટું ઘર **ભાગવું-વણસવું.**

**ઘર કરવું**, સ્થાયી રહી તબિયત બગાડવી; રહેઠાણ કરવું; નિવાસ કરવો (રોગે.) 'રોગે શરીરમાં ઘર કર્યું.'

૨. જોર જમાવવું.

૩. પ્રવેશ કરવો; વાસ કરવો. (દુર્ગુણે કલેશે ).

"તેં તો ઘટ ઘટમાં ઘર કીધું,
વાલમ વરણાગિયા રે;
કાળજ કોરાણું કંદર્પનાં
શર વાગીઆં રે." તેં તો૦

કવિ દયારામ.

**ઘર કાણું હોવું**, ઘરની ગુપ્ત વાત ઘરના જ કોઈ માણસે જાહેર કરવી.

**ઘરકુકડો**, (ઘરનો કુકડો-કુક્કુટ) ઘરમાં ઘલાઈ રહેનાર અને બહાર શું થાય છે તે જાણવાની દરકાર નહિ રાખનાર માણસને વિષે બોલતાં વપરાય છે.

**ઘર ઘાલવું**, ચોરી કરી નુકસાન કરવું.

"દર દાગીનાને લીધે ચોરીઓ

ટલાંનાં ઘર ઘલાય છે તેનો વિચાર કોઈ કરતું નથી."

એ બહેનો.

૨. પ્રવેશ કરી ઘરની ખરાબી કરવી.

"પંડિતોની લડાઈથી પણ કુસંપે ઘર ઘાલ્યાં છે."

નર્મગદ્ય.

" ઓને કહેથી હું થયો લોભી,
તુચ્છ ભેટ અહીં આણી;
લજ્જા લાખ ટકાની ખોઈ,
ઘર ઘાલ્યું ઘણિયાણી."

સુદામાચરિત્ર.

૩. પ્રવેશ કરી-દાખલ થઈ તબિયત બગાડવી ( રોગે. )

" શોક થકી રોગ ઘરો ઘાલતા,
તન મન રહે નહિ હાથ રે."

નર્મ કવિતા.

"પ્રકૃતિ પ્રમાણે ખોરાક માફક આવે છે, હદથી બહાર ગયા કે રોગ ઘર ઘાલેછે."

**ઘર ચલાવવું**, સંસાર ચલાવવો; વ્યવહાર નભે એમ કરવું; ઘરનો વહીવટ ચલાવવો. ઘર ખટલો ચલાવવો પણ વપરાય છે.

" લોભ તજી સતોષે રહેવું,
ચલાવવું ઘર નિયમે રે;
સ્વજનસાથ શું વિવેક રાખી,
ગુણથી વહાલી થઈએ,
સખિ નીતિ મરજાદમાં રહીએ."

નર્મ કવિતા.

**ઘર જમાઈ થઈ રહેવું**, ઘરમાં પડી રહેવું, ઘરમાં સલ્લાં કરવું; માથે પડવું; કાંઈ ઉત્પન્ન ન થાય એવા માલ-વસ્તુના સબંધમાં એ વપરાય છે.

"માલ ઘર જમાઈ રહે તેથી વ્યાજ ખાધ વધારે ભોગવવી પડે."

દે. કા. ઉત્તેજન.

૨. વગર હકે હકનો દાવો કરવો; પચાવી પડવું; ઉચાપત કરવું અથવા લઇને ન આપવું; વગર મહેનતે નફો મેળવવાનો દાવો કરવો.

**ઘર જોડવું**, કોઈ કુટુંબ સાથે સંપ-વ્યવહાર ચલાવવો; કુટુંબની સાથે સંપ કરી સલાહ શાંતિ ભોગવવી.

**ઘર તરતું રાખવું**, ( ઘર, એ હોડી અને ભવ રૂપ સાગર) ઘરનો વ્યવહાર રૂડી રીતે ચલાવતા રહેવું, ઘરનો મોભો જાળવી રાખવો.

" શીખી આ ઘર તરતું રાખે રે,
કોદિ ભૂલી ખૂંચાએ ન નાખે રે,
નિર્ભે થઈને રૂડાં ફળ ચાખે-ભલા"

નર્મ કવિતા.

**ઘર તપાસવું**, જુઓ ઓરડો તપાસવો.

"પોતે પોતાનું ઘર તપાસ્યું તો માલમ પડયું કે નાણાં સંબંધી પોતાની હાલત સારી નથી, બાપે કરેલું કરજ અપાયું નથી"

એ બહેનો

"શેઠ, તમારે પારકા ઘર ઉપર આ બધી ધામધુમ ને વેપાર શા માટે કરવો પડતો હતો ? પોતાનુ ઘર તપાસીને વાત કરવી હતી, એવું શુ સોનું પહેરિયે કે કાન તૂટે ? આ લીધા છે રૂપિયા તે તો આપવા પડશે "

કૌતુકમાળા.

**ઘર તુટવું**, કુટુંબમા સંપ તૂટવો; કુસંપ થવો; અણબનાવ-તૂટ થવી, કજીઓ થવો, સંબંધ ટાળી દુશ્મન થવું, ઘરનાં માણસોના સબંધમાં વાધો પડવો

**ઘર ધોવું**, ઘરની માલમતા ઉડાવી દઈ-ખોઈ નાખી સાફ કરવું.

**ઘર નીચું છે**, ઘર નીચા કુળનુ છે

૨. તંગી ભોગવનાર છે.

" અભિમાનીનું ઘર નીચું છે "

**ઘર ફાડવું**, ઘર ફાડી—વરમા બાકોરૂં પાડી ચોરવું; ખાતર પાડવું.

"બાર ઉપર એકનો સગો થવા આવ્યો તે વારે બાપ દીકરા કેડે તરવારને હાથમાં ખાતરિયાં લઈ નીકળી પડ્યા, કોનું ઘર ફાડવું તેનો વિચાર કરવા લાગ્યા; બાપ કહે ખમી શકે એવા આશામીને મારવો, માટે ચાલ રાજાના મહેલમાં."

સાસુ વહુની લડાઈ.

**ઘર ફુટવું**, ઘરની ગુપ્ત વાત ઘરનાંજ માણસે બહાર પાડવી; ઘરમા જ ફુટ–કુસંપ થવો; કરેલા સંપમાંથી છુટા પડવું; કે છુટા પડી સામે થવું.

"રાવણનો ભાઈ વિભીષણ ફુટ્યો એ રાવણનું ઘર ફુટ્યુ કહેવાય"

"પણ તુજ ઘર ફુટેલ,
ત્યાં શી કરવાની વાત;
રે, રે, ઘર ફુટયા થકી,
ઘણી ઉપજી ઘાત."

પ્રતાપનાટક.

'ઘર ફુટે શત્રુ ફાવે' એ કહેવત છે.

**ઘર ફોડવું**, ઘરમાં એકાદ માણસને લાલચ, કપટ વગેરેથી પોતાનુ કરી લેઈ બીજાઓનુ જોર તોડવુ; મતલબ પાર પાડવાને શત્રુના ઘરમાં કુસંપ કરાવવો, કોઇના ઘરમા યુકિતથી કંકાસ ઘાલવો.

"ભાઈની વિષયવાસનાને સાધનભૂત થયેલીબેને કંઈ કંઈ ઘર ફોડ્યા હતાં અને કંઈ કંઈ ભોળી સ્ત્રીઓને ફસાવી હતી."

સરસ્વતી ચંદ્ર.

**ઘર બગડવું**, ઘરની કીર્તિ–મોટપ ઓછી થવી; ઘર વણસવુ; ઘરની ખરાબી થવી.

"ઘર બગડ્યું સુધરે નહિ,
જો ખરચો લાખો દામ"

ઘર વંઠવું એટલે ઘરનાં માણસો વહી જવાં–હાથથી જવાં–બેહદ બગડી જવાં.

**ઘર બુડવું–બેસવું**, કમનશીબ–આફતથી ઘરની પડતી આવવી, ઘર પડી ભાગવું; વંશની સમાપ્તિ થવી; નસંતાન જવું; કુળનું નિકંદન થવું.

"આજ તેનું ઘર સામટું બેઠું, તેના ઘરમાં હવે કોઈ ના રહ્યું.'

"ઉઠો લાડકવાયા કુંવર,
કયાં બેસાડયું મારૂં ઘર."

માંધાતાખ્યાન.

**ઘરભરવું**, માલમતા, પૈસો, સામાન વગેરે ઘરમાં લાવી તેને શણગારવું; બીજાને નુકસાન કરી પોતે તાજા થવું.

"કોઈ અભણ માણસ હિસાબી ખાતાનો ઉપરી થાય ત્યારે તેના હાથ નીચેના માણસો ચઢી વાગે ને પોતાનાં ઘર સહેલાઈથી ભરી કાઢે એમાં નવાઈ નથી."

ગર્ધવસેન.

"એ લુચ્ચાઓ દેશી રાજ્યની દરકાર ન રાખતાં પોતાનાં ઘર ભરવામાં આતુર હતા માટે તેમનાથી બચવાનાં સાધન ખોળ્યાં."

વનરાજ ચાવડો.

**ઘર ભલું કે આપણે ભલા**, કોઈની આડી અવળી–લપ્પન છપ્પન ન કરતાં પોતે ભલા ને પોતાનુ કામ ભલું એવી રીતે રાખનાર માણસ પોતાને વિષે બોલતાં એ વાપરે છે. મતલબ એછે કે ઘેરથી કામપર ને કામ કરી પાછા વળતાં ઘર તરફજ નજર રાખવામાં આવે છે.

**ઘર ભાગવું**, કુટુંબમાં કુસંપ કરાવી ઘરની ખરાબી કરવી અથવા જેથી ઘર ચાલતું હોય તેવા આદમીનું મરણ થવું; ન સંતાન જવું. (મુખ્યત્વે સ્ત્રી મરી જાય છે અને તે વખતે પુરૂષને કાંઈ સંતાન હોતું નથી ત્યારે વપરાય છે)

શાસ્ત્રમાં કહ્યું છેકે–

**न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते**

મતલબ કે પથર અને લાકડાંથી બાં-

ડાયેના બળદની પેઠે એકજ ઘરેડમાં ફરી ભાર વહેવા માંડવો, દીપી ન નીકળાય એવી જંજાળમાં સામેલ થવું, સંસારની દુગ્ધામાં ફસાવું, પીડા વળગવી

"કન્યા વધીને જનદી એરૂ થશે ને તમે કે તેનો માબાપ વળાવવાની ઉતાવળ કરશો એટલે બિચારા કિશનભાઈ પણ ઘાંચીની ઘાણીએ જોડાશે "

એ બહેનો

**ઘાંચીનો બળદ,** એકજ રીતે ચાલી ભારે વહા• • કરનારો, ઘાંચીના બળદની પેઠે એકજ ઘરડમાં ચાલનારો, એકજ રસ્તે દોરાયલો—સંસારની ધુસરીમાં ફસાયેલો પુરુષ

**ઘાટી ફુટવી,** જુવાની આવવી

૨ એવે સમે અવાજનું બદલાવું

**ઘા પડ્યા છે,** કામ ન થઈ શકતુ હોય અથવા કામ કરવાથી જે કટાળેલો હોય એવા માણસને વિષે બોલતા વપરાય છે

**ઘા મારવો,** મોટું નુકસાન કરવું

૨ ઝટકાનો પણ વધ એમનો બોલબોલવો

૩ ઘા મારવા જેટલું જોર અજમાવવું

'એનાથી ઘા મારીને કામ થતુ નથી '

• ઠીક ઘા માર્યો—ચોટ મારી એણે

**ઘા લાગવો (છાતીમાં,)** જબરી અસર થવી

**ઘાટ ઉતરવો,** એકાદ કામ પાર પાડવાને માટે યુક્તિ—તજવીજ થઈ શકવી

**ઘાટ ઘડવો,** યુક્તિ—તજવીજ કરી મૂકવી, મનસુબો કરી રાખવો

( ઘણું કરી નઠારી બાબતમાં )

'ઘડવા મેલ અવહિત ઘાટ,
વિચર સદૈવ સારી વાટ '

કવિ દલપતરામ

"રાજા કહે ઘડે શો ઘાટ,
ઉજાડ બાર જવા દે વાટ "

નદ બત્રીશી

"કમોગી પ્રેમની જોવા,
ઘાટ તું ઘડતી હશે
પ્રતિકૂળ મને તોયે,
સ્વપ્નમાં નહિ પેખશે "

૨ વણજ નુકસાન કરવું

" દેખાડી માણસે વાટ,
મોકલ્યો ઘડવા મારો ઘાટ "

"મોગી માળા રાખે કરમાં,
કાટકંઠો ભારે,
બબડાટી મુખ મનમાં કૈના,
વીટજ ઘડવા ધારે રે, " સુરખ

વિજય વાણી

૩ મારી નાખવું.

પછિ અગદ ખીજ્યો અગમાં,
પ્રથમ વાટ એનો ઘડું
શામળ કહે સેવક રામનો,
નરપતિને વળતો નડુ "

અગદ વિષ્ટિ

પર્વતક કે વૃત્રન એમાથી એકનો ઘાટ ઘડાય તો ચાણક્યનું માઠું થયું કહેવાય"

મુદ્રારાક્ષસ

**ઘાટ ઘાટના પાણી પીના,** બહુ મુસાફરી કરી બહુ મટુ પ્રકારનો અનુભવ લેવો ફરી ફરીને બહુજ પાકુ હોશિયાર બનવું, અથવા ડાઈ કુટાઈ મહા પરાણે સુહીનું થવું.

**હજારઘટીનો લોટ ખાવો** પણ આવા જ અર્થમાં વપરાય છે

તમે મને શું શીખામણ દેતાતાં હુ ન થી સમજતો ? મે પણ ઘાટ ઘાટના પાણી પીધા છે, રાંડ ભાગો દુ ડરી જવાનો ?

ભામિનીભૂષણ

**ઘાટ ઘાલવો,** ચોક્કસ રીતે પૂર્ણું કરવું, ઠેકાણે પાડવું, ગને ઘાલવું, ઉપયોગમાં લેવું

" અમો બેસી રહ્યા છુ તમ માટ,
અહીં આવો તો ઘાતીએ ઘાટ '

અભિમન્યુ આખ્યાન

**ઘાણ કાઢવો**, સંહાર કરવો.

"બળે પકડતામાંતો એ તમારા લશ્કરમાંથી કંઈકનો ઘાણ કાઢે કે પોતાનો પિંડપાડે"

મુદ્રારાક્ષસ.

"દઈ ગાહેલિના નામની એક સ્ત્રી રોજ રોજ સતી નહોતી પણ પંદર વીસ દીવસને અંતરે સતી ત્યારે જેટલા દીવસ તે જાગી હોય તેટલા દીવસનો તે ઘાણ કાઢ્યા સિવાય ઉઠતી નહિ."

માસિક સારસંગ્રહ.

**ઘાણ ઘાલવો**, ખરાબી કરી નાખવી.

**ઘાણ નીકળી જવો**, સંહાર થવો; કચરાઈ-ઘુંદાઈ જવું. ( લડાઈમાં, મરકીમાં, દુકાળમાં )

"આપણી પહેલી લડાઈમાંજ અચ્છા અચ્છા સરદારોનો ઘાણ નીકળી ગયો છે"

પ્રતાપનાટક.

૨. ઘાણીમાં પીલાયા જેવી હાલતમા આવવું. નરમ થઈ જવું. ( કામકરીને–માર ખાઇને )

૩. ઘણીજ નિકૃષ્ટ સ્થિતિમાં આવી પડવું; સંકડામણમાં આવવું, ખરાબખસ્ત થવું ( ખર્ચકરીને )

**ઘાણ વળી જવો** પણ બોલાય છે.

ચાળીસે ચોરની ટોળીનો ઘાણ વળી ગયોછે

અરેબિયનનાઇટ્સ.

**ઘાણ પેસવો**, શરીરમાં રોગનું ફેલાઈ જવું, શરીરમાં રોગે ઘર કરવું.

**ઘાણ વાળવો**, ઘણુંજ નુકસાન કરવુ; ધૂળ ધાણી–ખરાબી બિગાડ કરી મેલવો

૨. ભેળમેળ કરી બગાડી નાખવું.

**ઘાણીમાં ઘાલીને પીલવું**, ઘણુંજ રીબાવવું; કનડવું; અતિશય દુઃખ દેવું; ઘાણીમાં પીલાયાં જેવી હાલતમાં આણવું; જોર કમી કરવું; નરમ કરી નાખવું.

**ઘાત જવી**, મરતાં મરતાં બચી જવુ. 'તેને ચાર ઘાત ગઈછે.'

**ઘાશીઓ ગુંડાળવો**, ઉચાળા ભરવા.

"સમજીને અત્યારથી જ ઘાશીઓ ગુંડાળશો તો ઠીક છે નહિ તો પછી જોવા જેવું થશે."

**ઘાસ કાપવું**, જ્યારે પોતાનું બોલવું સામો માણસ લેખવતો ન હોય ત્યારે એ પ્રયોગ વપરાય છે. જેમ, "તારે મન તો જાણે હું ઘાસ કાપુછું !"

**ઘી કેળાં**, ઘી કેળાં થાય–ખવાય એવો ફાયદો; સારો લાભ; ઘી કેળાં ખાવા જેવી મઝો, પૈસાટકાની પ્રાપ્તિ.

"લુચ્ચો કાયસ્થ જાણે છે કે સારાં માણસ રાજાને પડખે ચડશે તો આપણાં ઘી કેળાં થવાનાં નથી."

પ્રેમરાય ને ચારૂમતિ.

**ઘીલોડું પેસવું**, લફરૂં વળગવું, બલા વળગવી; પોતાના કામમા નડે, એવુ બીજું વચમાં કોઈ કામ આવી પડવુ

**ઘીસા લાગવા**, એક કનકવાની દોરી કે માંજાને બીજા કનકવાની દોરી કે માંજા વડે ઘસરકા લાગવા

**ઘુઘરીઓ લટકે છે**, ફાટેલા લુગડાની ચીંદરડીઓ લટકતી રહેતી હોય ત્યારે મશ્કરીમાં એમ બોલાય છે કે એને પોતીએ તો ઘુઘરીઓ લટકે છે.

**ઘુઘરો બનવું**, ( ઘુઘરો–એક રમકડુ તે ઉપરથી ) રમકડુ થઈ રહેવું; આધીન–વશ થઈ રહેવુ.

૨. તાનમાં આવવુ; ધુન્દ–કેફમાં આવી જઇ ઘેલાં કાઢવાં.

"શેઠ તો આજે ઘુઘરો બન્યા છે ને ?"

ભટનું ભોપાળુ.

**ઘુંચવાયલી બાજી**, ગોટાળો વળ્યો હોય એવુ કામ, સથરવથર થઇ ગયેલું–સમજ ન પડે એવુ કામ; નિકાલ થતાં ઘણી વાર લાગે એવું ગોટાળામાં પડેલુ કામ.

**ધુંજામાં મૂકવું**—ઘાલવું, દરકાર ન રાખવી; ન લેખવવું; ન ગણકારવું.

"એ તો તારા જેવાને ધુંજામાં ઘાલીને ફરે એવા છે."

**ધુંટડા ગળી જવા**, સહનકરવું; ખમી ખાવું; મામગી રહેવું; પેટમાં ઉતારવું.

"ચંદ્રલક્ષ્મી મોટું પેટ રાખી ઘુંટડા ગળી જતી અને સાસુનો સ્વભાવ મનમાં પણ આણતી નહિ."

સરસ્વતીચંદ્ર.

"દ્વેષ ઘુંટડો ગળી ગયો ને,
માફી થઈ ત્યારે."

**ધુમણી ઘાલવી**, બાળક છોકરાને પોઢિયા-પારણામાં સુવાડીને ગાતાં દોરી ખેંચી હીંચકા નાખવા;

"એ અંબા, દઇ ઘુમણી ઘાવ, ભાઇ જાગ્યો."

હાલો ને વાલો,
ભાઇને ઘુમણીએ ઘાલો
ભાઈ મારો અટારો,
ઘી ને ખીચડી ચગારો"

સ્ત્રી સંભાષણ

**ઘેટાનું ટોળું**, ગાડરની પેઠે એકજ રીત કે રીવાજને અનુસરીને વર્તનારો સમાજ, એક સ્ત્રી ચાલ્યા કેડાયાર—એકનું જોઇને તે પ્રમાણે વગર વિચાર્યું કરનાર ટોળી (માણસોની)

**ઘેર ઉડી જવું**, મોણું થવું; અછત થવી; તંગી-તાણ-ભીડ પડવી, (ઘણું કરીને ઘાસ્યાના સંબંધમાં)

'બાજરીને ઘેર ઉડી ગયું છે' દેવાઈ ગયું છે એમ પણ બોલાય છે

**ઘેર કરવો**, (દીવો) ગુલ કરવો, હોલવી નાખવો.

**ઘેર કાંટા પડવા**, ઘર ઉજડ થવું, અને તે ઉપરથી કોઇ ઘરમાં વસનાર ન રહેવું. ઉછેદાઇ થવું; ઝાંખરાં ઝીંટાવાં પણ બોલાય છે.

**ઘેર ગોળી બેસવી**, નુકસાન થવું; ઘોડો પ. હોયવો; તેને ઘેર ગોળી બેઠી એટલે આદમી અથવા પૈસાનું નુકસાન થયું.

**ઘેર જવો**, (દીવો) બુઝાઈ જવો; હોલાઈ જવો

૨. ઘેર-મુકામે જતો રહેવો; દીસો રહેવો. (માણુસના સંબંધમાં બેદરકારીમાં, કંટાળામાં કે તિરસ્કારમાં બોલતાં એજ વપરાય છે' ઘેર ગયો ના આવ્યો તો.'

"વહેમ રૂપી દિવડારે,
જ્યોત તારી ઝાંખી પડી.
ઘેર હવાં જાની
વાટને શું રહ્યો અડી.

વિજયવાણી.

"જુવાનીઆ તો જાણે ઘેર ગયા પણ હાલની કેટલીક ઓઓ પણ જે સ્વામીસંગે દારૂના સીસા ખાલી કરતી થઇ છે તે કહોને

આર્યપ્રજા

**ઘેર તાળું દેવાવું**, સત્યાનાશ જવું.

૨. જપ્તી આવવી

**ઘેર બેઠાં**, ઘર, ઘેર, વગર, બહાર, ગયા, વગર, આયતું; વગર મહેનતને; મફત; તૈયાર.

૨. ઘરમાં કામ કરતાં.

ઘેર બેઠાં ગંગા થવી એટલે વગર મહેનતે કોઇ મોટો ફાયદો થવો; અનાયાસે તૈયાર લાભ મળવો, સાધન અનુકૂળ થવાં."

**ઘેર બેઠી**, નુકસાન થયું; દુઃખ અથવા ખર્ચ થયું. (ઘણું કરીને રૂપિઆના સંબંધમાં)

"અહીંઆં થયેલાં ઉપર ચોરીઓમાં માણાંની તજવીજ કરતાં ઓછામાં ઓછા પચીસ લાખને ઘેર બેઠી છે એમ અડસટે જાણવામાં આવ્યું"

ઘેર બેસવું, રોજગાર વગરના થવું.

" મારૂં શરીર હવે ચાલતું નથી, માટે કૃપા કરી મને શાંતિથી ઇશ્વર સ્તવન કરવા માટે ઘેર બેસવાની પરવાનગી આપશો. "

અરેબિયન નાઇટ્સ.

૨. નોકરીથી બરતરફ થવું; રજા મળવી.

" અંગ્રેજી રાજ્ય ફેલાતું ગયું તેમ તેઓ ઘેર બેઠા તેથી દેશીઓમાંથી બીજાના મહાવરે રાજકાજની સમજ ઓછી થતી ગઇ. "

બ. સરળ ઇતિહાસ.

ઘેર મૂકવું, પાસે ન રાખવું; દૂર રાખવું; વેગળું કરવું; ન લેખવવું.

" તેણે પથ્થર જેવું અતઃકરણ કર્યું હતું; બીક તો તે ઘેર મૂકીને આવ્યો હતો."

કરણઘેલો

" આબરૂ તો એણે ઘેર મૂકી છે "

ઘેલાં કાઢવાં, લાડમાં ઘેલાઇ કરવી; ઘેલા બની લાડવું;

૨. જૂઠું ઘેલું બનવું

૩ મશ્કરીઠઠ્ઠા કરવા

" ડાહ્યા તો એ ઘેલાં બહુ કાઢે,
રહે ન આજેરે અજિયા —હાંરે

નર્મ કવિતા.

ઘો કે સાપ, અજાણ્યા દરમાં અથવા અમુક ઠેકાણે શું છે તે જાણ્યા વિના હાથ નહિ ઘાલવો એવા ભાવમા વપરાય છે.

ઘોઘર આવવો, નાનાં છોકરા રડે છે ત્યારે ' એ ઘોઘર આવ્યો ' એમ કહી બીવડાવી શાંત કરે છે. એ ઘોઘરનું સ્વરૂપ નીચેની વિગતથી સમજાશે "

' સુવો સુવો બાવા રે ઘોઘર આવ્યા,
ઢાંકણીએ ઢંકાતા આવ્યા,
સુપડીએ સંતાતા આવ્યા,
વાદળ જેવડો રોટલો લાવ્યા,
પૈસા જેવડો પાપડ લાવ્યા,
વાંસ જેવડા ચોખા લાવ્યા,
ચાળણી જેવડી દાળ લાવ્યા.
પૃથ્વીની પતરાવળી કીધી,
સાગરનો તો પડીઓ કીધો,
ઘોઘર સઘળા જમવા આવ્યા,
કુવાના પાણીએ નહાતા આવ્યા,
સૌ મળીને જમવા બેઠા,
જમતાં જમતાં વઢી પડયા.

વગેરે. વગેરે.

એમ બૈરાં હાલરડામાં ગાય છે.

ઘોઘજે સિંદુર દો, બોલતાં બંધ કરો.

' એને ઘોઘજે સિંદુર દો.'

સિંદુર દેવાથી ઘોઘજો બેસી જાય છે અને બોલાતું નથી તે ઉપરથી )

ઘોડા જેવો, જોરસામાં આવો ટટાર થયેલો; ઘોડા જેવો મજબૂત.

" હવે મારામાં કંઇ રોગ નથી, ઘોડા જેવો છુ. "

ઘોડા થાકી જવા, ( ઘોડા-ગૂડા=પગ ) અટકી પડવું; થાકીજવાથી ક્રિયા બંધ પડવી; હારી જવું; આગળ વધવાની હિંમત જતી રહેવી (મુસાફરીમાં, વેપારમાં, કામમાં, અભ્યાસમા )

ઘોડા પર ઘોડા વધવા, ( વ્યાજના ) વ્યાજ ઉપરાઉપરી વધવું.

ઘોડા પહોંચવા, (ઘોડા-ગૂડા-પગ ઉપરથી) આગળ ધપવાની હિંમત ચાલવી.

" મારાતો ભાઇ ઘોડા પહોચતા નથી, તારે કરવુ હોય તો કર. "

ઘોડાગાંઠ પડવી, મજબૂત રીતે બંધાવું (ગૂઢગ્રંથિ=છુપી ગાંઠ એ ઉપરથી )

ઘોડાના ગાઉ, થાક લાગે એવા લાંબા ગાઉ.

ઘોડાની ચાલે, ઘોડા જેટલી ઝડપથી; ઉતાવળે.

ઘોડા લે, 'તને ઘોડા લે,' એમ ધમકી આપતાં કાઠિયાવાડ તરફ બોલાય છે. ( એ

બાગમાં પ્રથમ બહારવટિયા લોકોનો ભય હોવાથી એમ બોલાતું હશે. )

**ઘોડીઆમાંથી ઝડપાવું,** નાનાં બાળકો ઘોડીયામાં ઝુલતાં હોય તેવાઓનો વિવાહ થવો.

" તમારા જેવા આતબરનાં છોકરાં ઘોડિયામાંથી ઝડપાય નહિ ત્યારે શા કામનું ?" એ એહેનો.

**ઘોડી પર ચઢવું-બેસવું,** માદક પદાર્થ ખાવાથી કે પીધાથી લથડિયાં ખાવાં; લહેર-ખુમારીમાં હોવું.

(ભાંગને લીલી ઘોડી અને અફીણને કાળી ઘોડી કહેવામાં આવે છે, તેઉપરથી)

**ઘોડું ચઢતું છે,** જોસ્સો ચઢતો હોવો

' એનું ઘોડું ચઢતું છે હાલમાં.'

**ઘોડે ચઢીને આવવુ,** હદથી જાદે ઉતાવળમાં આવવું. જ્યારે કોઈ બેહદ ઉતાવળ કરી કંઈ કામ કરવા માગે ત્યારે તેની પ્રત્યે એમ કહેવામાં આવે છે કે " ઘોડે ચઢીને આવ્યો છુ ? ઘોડે ચઢીને આવ્યો હોઉ તો ઘોડો બાંધ ના, મતલબ કે જરા થોભ, ધીરજ પકડ, સાંસનો રહે, રાહ ખમ.

'૨. કજીઆ કરનારા બે પૈકી જે પક્ષ તે માંડી વાળવાની કાળજી ધરાવતો ન હોય તેને વિષે એમ કહેવાય છે કે એ તો ઊંચે ઘોડે ચઢીને આવ્યો છે."

**ઘોડો ગઠવો,** છાની ગોઠવણ-મસલત કરવી.

**ઘોડો ચઢાવવો,** ત્રાજવાના નાયણે વળ ચઢાવી જેથી વધતુ લેવાય અને ઓછું અપાય એવી યુકિત કરવી.

**ઘોડો જોરપર હોવો,** જોસ્સામાં હોવું; ચપળ હોવું.

'એનો ઘોડો જોરપર છે હમણાં.'

**ઘોડો બાંધવો,** જુઓ ઘોડે ચઢીને આવવું.

**ઘોડો મારી મૂકવો,** ઘોડો પુરપાટ દોડાવવો. ઘોડો ફેંકવો પણ બોલાય છે

" અમે અમારા ઘોડા એની પાછળ મારી મૂક્યા "

પ્રતાપનાટક

**ઘોઘાયું મહાજન,** વગર નોતરે કે તેડાવ્યા વીને બેસે તે. (વણ કરી જમવાને સારૂ)

**ઘોળીને પી જવું,** કોઈના કહેવા તરફ આંખાડા કરવા, ન ગણકારવુ, બેદરકાર રહેવું; ન લેખવવુ

" મનોહરી આ સૌ ફજેતીથી કોકવાર અકળાતી, કોકવાર ડરતી અને કોઈ વાર તો એવા હજાર વાનાંને ઘોળી પીતી "

સરસ્વતી ચંદ્ર,

---

# ચ

**ચકડોળે ચઢવું,** ( જીવ.) ચકડોળની પેઠે જીવ ભમતો હોવો; મન અસ્થિર હોવું; બેભાન થવું; છાકટા થવું, ભ્રમિત થવુ, ઘેલછાપર આવવું; અક્કલ ખોવી, મર્યાદા બહાર જવું.

" જે કહેવાનું છે તે એજ છે કે તમારૂં મન, ચકડોળે તો નહિ ચઢયું હોય? ઘડીઆં તમે અક્રૂરને કન્યા દેવાનો વિચાર કરો છો, અને ઘડીમાં શતધન્વા સાથે વિવાહની વાત કાઢો છો "

સત્યભામાખ્યાન

૨ પાર ન પડવુ સિદ્ધિ ન થવી, નવી નવી વિઘ્ન નડતા વચમા ઊભી થવાથી નિકાલ ન થવો.

' મારૂં કામ તો બે માસથી ચગડોળે ચઢયું છે.'

**ચકમક ઝરવી,** (ચકમક સાથે લોઢું ઘસાવાથી તણખા ઝરેછે તે, ઉપરથી લાક્ષ-

(શ્રેક અર્થે) બે જણ વચ્ચે બોલાચાલી થઇ કજીઓ થવો; અણબનાવ થવો; લડાઈ સળગવી; તકરાર થવી; ટંટો થવો.

"જાવું તો જોઈએ, પણ તેનાથી છેટે ને છેટે રહીશ, તે દુર્યોધન છે એટલે કંઈ પણ ચકમક ઝરશે ખરી." દ્રૌપદીદર્શન.

**ચકમંડળે ચડવું,** અતિ ખટપટથી અવ્યવસ્થા વધી જવી (કામમાં)

'ચકમંડળપર ચઢ્યું રાજ તે,
ચકરી ખાઇ પડશે નિર્વાણ.'

'મારામારીને તોફાન એટલું વધી ગયું છે કે મોટું ચકમંડળ થઈ રહ્યું છે' એમ પણ બોલાયછે.

૨. ભાણામાં બધું છકછુંદ કરી મૂક્યું હોય ત્યારે કહેશે કે આ શું ભાણામાં ચકમંડળ કરી મૂક્યું છે?

**ચકરકુંડાળીમાં નાખવું,** ભમાવવું, ભૂલાવામાં નાખવું.

૨. કોઈ કામની સિદ્ધિ ન થાય એમ બહુ લાંબી મુદત સુધી ટલ્લે ચઢે એમ કરવું.

**ચકરડા જેવો રૂપિયો,** ઘણે ઠેકાણે ઉપયોગમાં આવે એવો ચકરડા જેવો ગોળ મટોળ અને વહાલો રૂપિયો.

**ચકરડી ભમરડી રમાડવી,** ચક્રની પેઠે ભમાવવું; ભોળવીને ફસાવવું; ઊંધું ચત્તું સમજાવી ફાંફાં મરાવવાં.

**ચક્કર ફરવું,** (કાળનું પૈડું ફરવાથી ચઢતી પડતી, સુખ દુખ, શીળાતડકો એ પ્રમાણે વારા ફરતી, આવ્યું જ જાયછે. એક ને એકને એક સ્થિતિ ટકતી નથી–ફેરફાર થયાંજ કરે છે તે ઉપરથી) સ્થિત્યંતર–રૂપાંતર થવું

"નગરો રાજકારભારમા મોટી પદ્વિએ પહોંચ્યા તેથી વધારે ધનવાનને સત્તાવાન થયા ને પોતાના બળના પ્રતાપે કરી બીજા બ્રાહ્મણોને નમાવ્યા તે એટલે સુધી કે બધું ચક્કર ફરી ગયું; તળેના ઉપર આવ્યા ને ઉપરવાળા નીચે આવ્યા." સાસુવહુની લડાઇ.

૨. અમુક ઘાટ કે વિચાર બદલાવો; ઉથલપાથલ થવી.

'આપણે તેને માટે જે બેત ધારતા હતા તે તો ચક્કર ફરી ગયું.'

૩. કામ થવું.

૪. ફાવવું; સુતર–સહેલું પડવું.

'તારા વિના મારૂં ચક્કર ફરે એમ નથી.'

"ફરી ગયેલું ચક્ર આપ ભજો નહિ તે પાસરૂં થાય પણ નહિ." પ્રતાપનાટક.

**ચક્કર મારી આવવુ,** આંટો ખાઈ આવવો; જવું અને પાછા આવવું.

**ચકલાં ચુંથવાં,** (બહુવચનમાં જ વપરાયછે.) ચકલાં જેવી નજીવી અને પ્રાપ્તિ વિનાની ઘણી બાબતોમાં માથું ઘાલવું.

**ચકલે મૂકવું,** આવતા જતા તમામ લોકોને જણાય એવે સ્થળે મૂકવું તે ઉપરથી ખુલ્લું કરી દેવું; જાહેર કરવું; ઉઘાડું પાડવું.

**ચટક ચાંદની,** ટાકમાકથી બધાને મોહમાં નાખે એવી ખુબસુરત સ્ત્રી; ચાંદનીની પેઠે ચમકારા મારતી સ્ત્રી

**ચટકો લાગવો,** કોઇનો મેણાથી દુઃખ લાગવું; રીસ ચઢવી; માઠું લાગવું.

'તેને તારા કહ્યાનો ચટકો લાગ્યો.'

**ચટણી કરવી,** ચટણીની પેઠે છુંદી નાખવું; સંહાર કરવો; ઘાણ કાઢવો

"બહારવટીઆઓએ તેમની ગેરહાજરીનો લાભ લીધો અને જોતજોતામાં સ્વારોની ચટણી કરી નાખી,
ગુ. જૂની વાર્તા.

૨. ખરચીખાવું; ઉડાવી દેવું (ચટણીની પેઠે.)

**ચટણીની પેઠે ઉડી જવું,** ખપરાઈ જવું.

( જો જોતામાં—થોડી વારમા )

'તમે એકના કમાઇને લાવોછો તે ત મારી કમાણી ચટણીની પેઠે ઉડી જાય છે"

ભામિનીભૂષણ

**ચટણીમા કાઢી નાખવુ**, ચટણીની પેઠે ગ ણતરીમા ન ગણવુ', બેદરકારીમાં ન લેખ વવુ, નહિ જેવુ ગણી કાઢવુ

'મારું બોલવુ તે શુ ચટણીમા કાઢી નાખોછો ?

**ચઢ ચુલા ખાઉ**, ખાવાને માટે હદ ઉપરાંત ઉતાવળ કરનારને વિષે બોલતા વપરાય છે

'એતો ચઢ ચુલા ખાઉ છે'

**ચઢતા દહાડા**, ( ગર્ભિણી સ્ત્રીના )

૨ આબાદીના—ઉદયના દિવસ

**ચઢતી કમાન**, આબાદી સુખવૃદ્ધિ, ઉદયકાળ

**ચઢતી કળા**, ચઢતા દહાડા આબાદીનો વ ખત, વિજય-સુખ-સમૃદ્ધિનો સમય, ઉદય કાળ, ચઢતી-વધતી-સુધરતી સ્થિતિ (ચ દ્રની થાય છે તેમ.)

"એ સમયના લોક પરાક્રમી અને ચ ઢતી કળાએ હતા તેથી હાનીકારક ગાઢન ગનો ચાલ તેમનામાં નહોતો '

ભ ઈ

**ચઢતો પાસો**, આબાદી, વિજય બાગ્યોદય

**ચઢી આવવુ**, ગુસ્સામા આવી ધમારો કરવો

'લશ્કર ચઢી આવ્યુ

**ચઢી વાગવુ**, હુકમ ન માનવો, બહેકી જઈ દુ ખ દેવુ, બેમર્યાદ થવુ

'અરે, લોકો તને ગીરધરલાલ શાસ્ત્રીનો દીકરો ભણેલો અને ડાહ્યો ડમરો કહે છે તેથી શુ તુ ચઢી વાગ્યો ?'

મણિ અને મોહન

**ચઢી બેસવુ** ( ઉપર ), સવાર થવુ શિરજોરી કરવી, આજ્ઞા ઉલ્લઘવી, મર્યાદા મૂકી ધુર કવુ, બહેકી જવુ

ચઢે ઘોડે આવ્યો છુ, ( ઘોડે ચઢ્યો હોય એમ ) કોઇ કામને કામે—હવથી જ્યારે ઉતાવળ કરી માગણી કરનારને માટે આ પ્રયોગ વાપરવામાં આવે છે એક જ દોડમા, અટક્યા અથવા થોભ્યા સિવાય

વળી એ ઉપરથી ઘોડે ચઢીને આવ્યા હો તો ઘોડા બાધો એમ પણ થોભવાના કે રાહ ખમવાના અર્થમા બોલાય છે

મુળદેવે બારણે આવેલા દૂતોને કહ્યુ આમ ચઢે ઘોડે ક્યાથી આવ્યો છો ? થાય છે તમારા ઘોડા જરા બાધો, અમે આવિયે છિયે

વીરાધીરાની વાતા

**ચઢયુ ખાતુ**, અવિવેકી અમર્યાદ થઈ ગયેલા માણસને વિષે બોલતાં વપરાય છે

'એતું તો ચઢયુ ખાતુ છે હમણા '

**ચડાળ ચોકડી**, દુર્યોધન, દુ શાસન શકુની અને કર્ણ એ દુષ્ટચતુષ્ટય અથવા ચડાળ ચોકડી કહેવાય છે ચડાળ—હરામખોર—લુચ્ચા—લફગા મળી ફુલ કરનાર પુર ષાની ટોળી 'ચડાળ ચોકડીમાં જઇએ નહિ તો લાત મુકી ખાઇએ નહિ ' એ કહેવત છે

તે ભવ એ કમિશનને વેર એમ્પા થાય છે જેવી એ ચડાળ ચોકડી એકઠી થઈ કે આખા પરાની નિંદા કરે છે "

અરેબિયનનાઈટસ

**ચણા કરવા**, ઉડાવી દેવુ ( ખાઈ પી )

૨ છેતરી જવુ

**ચણા ચવરાવવા** ( કાચા ), છેતરવુ

'તે તને ચણા ચવરાવી ગયો '

૨ ચણા ચવડાવવા જેવુ સખત કામ કરાવી થકવવુ, સતાપવુ

એતો એને કાચા ચણા ચવડાવે છે '

**ચણા લઈ ખાવા**, જતુ કરવુ, જવા દેવુ ( વાક્ષણિક અર્થે )

"હવે તો એ વાતના ચણા લઈ ખાઓ; ન માને તો ગોર બીજો કર્યો."

વિદ્યાવિલાસ.

**ચણાના ઝાડપરથી કુદી પડચો,** ચણાનું ઝાડ નાનું હોવાથી તે કુદી જવું એ કાંઈ મુશ્કેલીનું કામ નથી તે ઉપરથી, સહેજ કામને અઘરૂં કહેવું અથવા ત્રુજ મહેનત છતાં મોટું પરાક્રમ કીધું સમજવું.

**ચણિયારાં ઠેકાણે રાખવાં,** ( બારણાંનાં ચણિયારાં સારાં હોય છે ત્યારે તે ખસી જતાં નથી–યોગ્ય ઠેકાણે રહી શકે છે તેમ ગોઢાનાં, જીભનાં ચણિયારાં ઠેકાણે હોય–યોગ્ય સ્થિતિમાં હોય તોજ શુદ્ધિથી હદમાં બોલી શકાય તે ઉપરથી મોં–જીભ વશ રાખવી; સંભાળી–વિચારીને બોલવું; હદથી જાદે ન બોલવુ.

૨. ( આખનાં ) નજર સીધી–ચોખી રાખવી.

**ચણિયારાં નચાવવાં ( આંખનાં ),** આંખ મારવી; ઇસારત કરવી.

"કોઈ બેઠાં ચકચકિત કરે, કોઈ ઊભા રેહી ચણિયારાં નચાવે"

નવી પ્રજા.

**ચતુર્ભુજ કરવું–બનાવવુ,** બે હાથ વાસી સાથે બાંધવા. (ચતુર્ભુજના સ્વરૂપમાં આણવું તે ઉપરથી)

"અરે! આમ પૂછે છે અને આ શેઠ સાંનો જાણીતો હશે તો કદાપિ એને ગુનેગાર ગણી પકડશે અને ભેગા આપણાય ભોગ મળશે–મૂઓ એ અભાગીઓ હમણાં બધાને ચતુર્ભુજ કરાવે છે."

બ્રહ્મરાક્ષસ.

"એમ વિસ્મય પામી ચોર છે ચોર છે કહી સિપાઈ ચાકરોને ભેગા કરી બ્રહ્મદેવને તો લાગલાજ ચતુર્ભુજ બનાવ્યા."

ભોજ સુબોધરત્નમાળા.

**ચતુર્ભુજ બનવું,** સ્તબ્ધ થઈ રહેવું; ચકિત થવુ; દિગ્મૂઢ બનવું.

**ચંદરવો બાંધવો,** જાહેર કરવું; અમુક બાબતની કીર્તિ ગજાવી મુકવી; ચારે તરફ પ્રખ્યાતિ કરવી.

( સારી નઠારી બન્ને બાબતમાં વપરાય છે.)

૨. (વાંકામાં) ફજેત થવું; જૂઠું નામ-કીર્તિ મેળવવી.

**આકાશમાં ચંદરવો બાંધવો** પણ બોલાય છે.

**ચંદાવા ચઢવું,** કાંઈક અંશે વધવું. (ભમનસરમાઇમાં.)

'એ તેના કરતાં ચંદાવા ચઢે એવો છે'

**ચંદી ચઢવી,** ખુબ ખાઈ પીને ઘોડા જેવા અલમસ્ત બનવું.

'આજ કાલ તને ખુબ ચંદી ચઢી છે'

એમ કહેવાય છે.

**ચંડુ મંડુની જોડ,** ( चंड मूंड એબે ભાઈ દૈત્ય હતા તે ઉપરથી ) સરખી ઊંચાઇના અને સાથે હરતા ફરતા એવા બે જણ.

**ચપટ થઈ જવુ,** દબાઈ જવું; પડી ભાગવું; સાફ થવું; જમીનદોસ્ત થવું.

"મારાં કયાં ઘોર કર્મનાં આ ફળ હશે કે જ્યાં જાઉંછું ત્યાં ચપટ થાય છે."

નળદમયંતીનાટક.

૨. દબાઇને બેસી જવું; જોરસો નરમ પડી જવો; નુકસાન કે ખોટમાં આવી પડવું.

"કોઈ કપટ કારસું કરતા,
શત્રુ સા'વા માટ;
ચપટ તેનું ચપટી મધ્યે,
થઈ ગયું વે'તા વાટ.

માંધાતાખ્યાન.

**ચપટીમાં,** ચપટી વગાડતાં જેટલી વાર લાગે તેટલી વારમાં; જરા વારમાં.

'આ ચપટીમાં જઈ આવ્યો'.

**ચપટીમાં ઉડાવવું,** ન લેખવવું; નાગણકારવું;

મશ્કરી કરી ભમાવવું; તુચ્છ ગણી કાઢવું; હલકું ગણવું; પી જવું.

"જ્યારે હોય ત્યારે તે તો મને ચપટીમાંજ ઉડાવ્યાં કરે છે."

"જેમને બીજાને બનાવવાની ટેવ હોય છે તેમને બીજું કોઈ ચપટીમાં ઉડાવે તો તે સૌથી વધારે ભીરામ છે. તે પ્રમાણે એનીડિક અને બીટ્રીસને થયું."

શે. કથાસમાજ.

**ચપટીમાં લેવું**, સપડાવવું; થોડીજ વારમા કબજે કરવું; ફસાવવું; દાવમાં આણવું.

"આપણને બનાવ્યા પણ તે રાડને આપણે ચપટીમાં લેઈ લઈશું; પછી જો રમુજ પડે છે!

નવી પ્રજા.

"અર્થદામ પણ ખરો કે તને પણ ચપટીમાં લે."

સરસ્વતીચંદ્ર.

**ચપટીમાં આવવું**, ફસાવું; દાવમાં આવવું; ચોળાઈ જવાય-સંહાર-નુકસાન થાય એવી સાકડમાં આવવું.

"નિર્મળ બુદ્ધિ પડરિપુની ચપટીમાં આવ્યા વગર રહેતી નથી માટે માણસે એનો પરિપક્વ વિચાર કરવો કે પછી ફેરવો ન પડે."

વીરમતિ નાટક.

**ચમક વિજળી**, વિજળીના પેઠે ચમકારા મારનારી સ્ત્રી; ચમકારાથી આંજી નાખી અલોપ-અદૃશ્ય થઈ જનારી-ઘણી ઝડપથી ઓલનારી સ્ત્રી.

**ચમ્પત થવું**, ચાંપીને નાસવું; નાસી જવું.

**ચરણ ધરીને બેસવું**, આશરે-શરણે જઈ રહેવું; કોઈના ઉપર આધાર રાખવો.

**ચરણ સેવવાં**, (ચરણની પૂજા કરવી તે અર્થ ઉપરથી લાક્ષણિક અર્થે) તાબેદાર થઈ રહેવું; આધીન થઈ સેવા ઉઠાવવી.

**ચરણની રજ**, હલકા દરજ્જાનો સેવક; ઉતરતા દરજ્જાનું.

"હું તો તારા ચરણની રજ છું."

**ચરણે લાગવું**, નમન કરવું; પગે લાગવું.

**ચરબી ચઢવી-વધવી**, મદ થવો; પતરાજખોર થવું; પોતાને વિષે મોટાઈ હાંકવી; ઉન્માદ થવો; જોસ્સો ચઢી જવો; ચામોદી વધવી.

"આજ કાલ તારી ચરબી ખુબ વધી છે."

**ચળુ કરવું**, ખાધા પછી મોઢું ધોવું.

**ચસ્માં આવવાં**, થોડું દેખાવું; આંખે ઝાંખ મારવી.

"તમને ચાળીસ વર્ષ થયાં તે છતાં અત્યારથી ચસ્માં આવ્યાં છે?"

૨. ચસ્માં બેસવાં-બેસતાં આવવાં-લાગુ થવાં.

**ચસ્માં ઠેકાણે હોવાં**, (ચસ્મ=આંખ. તે ઉપરથી) મિજાજ ઠેકાણે હોવો.

**ચસ્માં ફરીજવાં**, 'આંખ ફરી જવી' જુઓ. (બહુવચનમાંજ બોલાય છે.)

"એના પર સુંદરીનો આવી વખતે પણ આટલો વિશ્વાસ જોઈ ચંડિકાનાં ચસ્માં ફરી ગયાં પણ એના સિવાય સૌનાં કાળજાં ધડકવા લાગ્યાં."

સરસ્વતી ચંદ્ર.

**ચસ્મે ઠબ**, ચસ્માં સિવાય જેને ધમાયનમ થઈ જાય-કામ અટકી પડે તે.

**ચસી જવું**, મરવા પડવું; મરી જવું; ધબી જવું.

૨. એકાએક પડતી હાલતમાં આવવું; ડુબવું. બંનેમાં લાક્ષણિક અર્થ રહેલો છે. (દબાઇ જવું એ મૂળ અર્થ ઉપરથી)

**ચાંચમાં લેવું**, પક્ષીઓ ચાંચમાં લેઈ શિકારનો ભોગ લે છે તે ઉપરથી લાક્ષણિક અર્થે બચરડી નાખવાની તૈયારી કરવી; નુકસાન કરવું; કીનો રાખવો.

"નહિ તો ગઢ શંક લઇશે,

જાનો આપકાલ ખૂટયો;
જપ રામ નામ,
કાલ લિયો ચાંચમેં. "

અંગદવિષ્ટિ.

**ચાંચડની પેઠે ચોળી નાખીશ,** મતલબ કે ચાંચડની પેઠે જો જોતામાં મારી નાખીશ-પીંખી નાખીશ.

" કે, માર્યો કુંભકર્ણ,
કે રાવણ રણ રોળ્યો;
કે, ઇન્દ્રજીત અજીત,
તે ચાંચડવત્ ચોળ્યો."

અંગદવિષ્ટિ.

**ચાંચે ચઢવું,** અદેખાઈની નજરે આવવું.

**ચાંદલે ચોટવું,** નશીબે ઠરવું; પાલવે પડવું; કોઇને આશ્રયે-આધાર ઉપર રહેવું.

" તું મારે ચાંદલિયે ચોટયો,
શામળિ સુરત શામળિયો રે;
એક ઘડી અળગો નવ-મૂકું,
પ્રાણ થકી વ્હાલો પાતળિયો રે. "

નૃસિંહ.

**ચાંદા ખોળવાં,** છિદ્ર ખોળવા; શોધવાં; કોઈની વર્તણુકમાં જે કંઈ ખામી હોય તે ખોળ્યા કરવી.

**ચાંદી કરવી,** સમુળો નાશ કરવો; રાખ કરવી.

**ચાંપી હાંકવું,** જલદી નાશી જવું.

**ચાંલ્લો કરવો,** નકામું આપી દેવુ.
૨. (લગ્ન સમયે)
૩. વિવાહ કરવો.

"એ છબી જે રાજાની હોય તેને મયણલ્લદેવીની આ છબી દેખાડી ચાંલ્લો કરી નાળિયેર આપવાની આજ્ઞા દીધી છે."

મધરાજેસંઘ

**ચાંલ્લો ચોટવો,** દંડ કરવો; ગેરફાયદો કરવો (વાંકામાં.) ચાંલ્લો થવો એટલે-
अ દંડ થવો.
ब વિવાહ થવો; લગ્નના કાલકરાર થવા; મગાઈ થવી

**ચા પીવી,** આ પ્રયોગ માત્ર ઘડિયાળને માટેજ વપરાય છે. ઘડિયાળ ન ચાલતું હોય ત્યારે ઘડિયાળ ચા પીએ છે અથવા ચાપીતું છે એમ કહેવાય છે.

**ચાક લેવો,** અણી ઉપર ગોળ ચક્કર ફરવું. 'ભમરડા ચાક લે છે.'

**ચાકે ચઢવું,** (કુંભારના ચાકની પેઠે ભ્રમણ થવા માંડવું) લોકમાં વાત ચાલવી; ગવાવું; ફજેત થવું; વગોવાવું; ભવાડા થવા.
૨. ફરવું; તળે ઉપર થવું; ગજબ થવો; ડોલવું; ડામાડોળ થવું.

" જગત ભય પામે બાણુની હાકે, બાણે પૃથ્વી ચઢાવી ચાકે. "

ઓખાહરણ

" એના એજ તર્કને વિતર્કના સંપર્ક થકી ચિત્ત મુજ ચાક ચઢયું રહે ભ્રમબંધથી."

મુદ્રારાક્ષસ.

" ત્રિલોકમાં વાગી હાક, ચઢી મેદિની સહુ ચાક "

લક્ષ્મણાહરણ.

" આખી પૃથ્વી ચઢાવી ચાક, દેવદાનવે મારી હાક "

માંધાતાખ્યાન.

૩. અસ્થિર હોવું; (મન)
ભમવું; બેભાન થવું; ચગડોળે ચઢવું.

**ચાટલો રૂપિઓ,** ખોટા રૂપિઆને માટે તિરસ્કારમાં વપરાય છે.

**ચાદર ઓઢવી,** દેવાળુ કાઢવું. (દેવાળું કાઢનાર માણસ ચાદર ઓઢી બેસે છે તે ઉપરથી)

"જો હુંડી પાછી ફરશે તો, દેવાળું કહેવાશેરે; સેવક ચાદર ઓઢી બેસે, તીર્થવાસી થવાશેરે-શિકાર જો. "

હુંડી-પ્રેમાનંદ.

**ચાદરમાં પાંચશેરી ઘાલી મારવું,** ગેબી-ગુપ્તમાર મારવો; કોઈ જાણે-દેખે ન-

**ચાર હાથ કરવા,** હદથી જાદે ઉતાવળ કરવી.
"શું કરું હું તે, કંઇ ચાર હાથ કરું ? થાપછે, ઉતાવળ હોય તો બેસ "

૨. એક માણસને મદદમાં લેવો.

**ચારે હાથ હેઠા પડવા,** આધાર નબળો પડવો; આશ્રય જતો રહેવાથી નિરાશ થઈ જવું; આશાભંગ થવું

"પ્રથમ તો નેપલ્સના રાજાના કુંવર ફર્ડિનંડે સમુદ્રમાં ભુસકો માર્યો તેથી તેના પિતાના ચારે હાથ હેઠા પડ્યા."

શે કુંધાસમાજ.

"શક ન સમજ્યો રે,
સદગુરૂ સાતમાં;
ત્રણે અવસ્થામાં રે,
જાણ્યા ન ત્રિભુવનનાયજો.
ભક્ત ભોજલ રે,
એણિ પેર બોલિયા,
અંતે જોયે ચારે,
પડિયા હાથ જો-શીખા૦ "

ભોજોભક્ત.

**ચારેચૌદે,** પ્રસગ આવે; કોઈ દિવસે, જ્યારે ત્યારે.

**ચારે હાથ,** કૃપાદષ્ટિ, મહેરબાની, રહેમ નજર, રહેમિયત

"સાહેબના ધેલાભાઈ ઉપર ચારે હાથ હતા, પણ તેમના જવાથી તેના ચારે હાથ હવે હેઠા પડ્યા "

બે બહેનો

"કૃષ્ણકાલિકા ઉપર પુત્રીના ચારે હાથ હતા અને તેનુ કારણુ એ હતું કે એ તેની ઈચ્છાને શરણ રહેતી "

સરસ્વતીચંદ્ર.

**ચાલતાં બોલતાં,** તંદુરસ્ત સ્થિતિમાં. તે ચાલતાં બોલતાં મરી ગયો '

**ચાલતી ગાડીએ બેસવું,** ઉગતા સૂર્યને નમવુ, મોટાની બાજુ પકડવી

૨. ચાલતા વિચારમાં ભળી જવુ

**ચાલતી પકડવી,** જતું રહેવું; ખસી જવું. ચાલતું થવું એટલે જવા માંડવું. 'ચાલતો થા હું આવું છું.' વળી એનો બીજો અર્થ એ કે જારી થવું; શરૂ થવું. 'જમણવારમાં બધું જમણ પીરસાઈ ગયું હોય ત્યારે કહેશે કે હાં, 'ચાલતું થવા દો.'

**ચાલતી સેર,** પૈસાની ચાલતી આવક.

**ચાલતું ચલણ કરવું,** શક્તિ પ્રમાણે કોઈ કામની વ્યવસ્થા કરી લેવી.

**ચાલતું પ્રેડ,** ચડતું-આબાદ થતું કામ.

**ચાલતો કજીઓ વેચાતો લેવો,** પારકી લડાઈ પોતે વહોરી લેવી; પારકી લડાઈમાં વચ્ચે પડવું

**ચાલતો બોલતો,** ચાલવાને અને બોલવાને શક્તિમાન

૨. સાજોતાજો, તંદુરસ્ત સ્થિતિમાં.

'તે ચાલતો બોલતો મરી ગયો.'

**ચાલતો વખત,** સત્તા અને આબાદીનો વખત

**ચાવી ખાવું-નાખવુ,** ( લાક્ષણિક અર્થે ) કોઇને વિષે ભુંડુ બોલી તેનું માન ઉતારવુ, વગોવવુ, વગોણું કરવુ, ચરચાવવું; હેર ઠેર નિંદા કહી હલકું પાડવુ.

**ચાવી ચાવીને વાગોળવું,** એકની એક વાત વારંવાર કહ્યાં કરવી. ( કેટલાંક ચોપગાં પશુઓ ખાય છે, ચાવે છે અને પછી ચાવેલું બહાર આણી વાગોળે છે તે ઉપરથી.)

**ચાવીને કૂચો કરવો,** સઘળું સારી પેઠે સમજી અભ્યાસ કરી લેવો.

૨. રમકસ ચૂસી લેવો; અનુભવ કરી પુરતી લહેજત મેળવવી.

"તેં તે ચોપડીનો ચાવીને કૂચો કરી નાખ્યો."

"હવા તો હરિને ભજોરે ભજો મન,
હવા તો હરીને ભજો;

ચાવીને કૂચો કર્યો તેં સંસારસુખ,
હવા એમાં નથી મઝોરે મઝો."

દયારામ.

**ચાળીસમું નહાવું**, ચાળીસમે દહાડે સુવાવડ નિમિત્તનું છેલ્લું ન્હાઈ શુદ્ધ થવું. (સ્ત્રીઓમાં.)

**ચિઠ્ઠી ફાટી જવી**, પેટે દીકરી પડી હોય અને તેને પરણાવવાના જે અમુક રૂપિયાનો ખર્ચ થવાનો હોય તે તેના મરી જવાથી ઉગરી જાય ત્યારે તે અમુક રૂપિયાનો આંકડો વાપરી આ પ્રયોગ બોલવામાં આવે છે

જેમ-," દીકરી મરી ગઈ તો શું થઈ ગયું. ? પાંચસેં રૂપિયાની ચીઠ્ઠી ફાટી ગઈ મારા ભાઈ !"

"છોકરી મરી ગઈ તો દુષ્ટ કુળવાન દેશાઇઓ કહે છે કે ' પાંચ હજારની ચીઠ્ઠી ફાટી ગઇ ' અરે, એ કેવા નિર્દય અને પાપી છે !"

આસુવહુની લડાઈ

**ચિઠ્ઠીનો ચાકર**, બીજી કાંઈ લપ્પનછપ્પન ન કરતાં માત્ર ચિઠ્ઠી લઈ જવા લાવવાના નિમિત્તે જ રોકાયલો ચાકર; માત્ર ચિઠ્ઠીજ લાવી કે આપી જનારો.

**ચીકણો લાટ-વાઘર**, કોઈ બાબતમાં વારંવાર હાથ ઘાલી તેને બગાડી નાખનાર; કોઈ બાબત નકામી ઉથલાવી ઉંડી તજવીજ કરનાર.

**ચીકણો વાર**, શનિવારને એમ ઘણી વખત કહેવામાં આવે છે.

**ચીંથરાં વીણવાં**, (બહુવચનમાં વપરાય છે) ભીખ માગવી; ચીંથરાં વીણવા જેવી નિર્ધન અવસ્થાને પ્રાપ્ત થવું.

**ચીંથરીઆ મામા**, ગુજરાતમાં એવો ચાલ છે કે વગડામાંનું ઝાડ કોઈ કાપીને લઈ ન જાય તે સારૂ ઝાડની રક્ષા કરવાને અર્થે તેઓની ઉપર સિંદૂરનાં ત્રિશૂળ કરે છે અને એવો જોગ ન આવે તો જૂના લુગડાનો કકડો તે ઝાડને વળગાડે છે પછી બીજા પણ લુગડાં ચડાવતા જાય છે અને ચીંથરીઆ મામાનું સ્થાનક એ રીતે થઈ પડે છે. આવાં સ્થાનક ઘણું કરીને જ્યાં ઝાડની અછત હોય છે ત્યાં બહુ જોવામાં આવે છે; તેના વળગાડના ભ્રમથી માણસ હેરાન થાય છે સ્ત્રીઓએ માનની ખાતર ભૂતને મામાનું નામ આપેલું છે

**ચીંથરેહાલ થવું**, ખરાબખસ્ત થવું, કંગાળ થવું.

" દેશદેશની ચીજે શણગારી સહુ,
પણ કરી નાખી છેકજ ચીંથરેહાલ જો."

નર્મ કવિતા.

" ભાઈ રામસિંહ, સમરસિંહ આદિ પૂર્વ દિશા તપાસી અહીં આવે છે; આહાહાહા ! શા ચિંથરે હાલ થઈ ગયેલા જણાય છે !"

તપસાખ્યાન

**ચીનનો શાહુકાર**, ચીનાઓ ઠગે તેને ઠગે છે-ચીનાને ઠગવાને તો ચીનો જ જોઇએ એમ કહેવાય છે. તે ઉપરથી ઠગ; લુચ્ચો, કપટી, લઇને પાછુ ન આપે અને ઉપરથી ડોળ બતાવે તે

' ચીન પૈસા લીયે છીન ' એ કહેવત છે.

**ચીલે પડવું**, રાગે પડવું; ઝને પડવું, રીતમાં આવવું, મરાગે ચડવું, ગીતમાર ચાલવું; ધોરણમાં પડવું.

" ગુણસુંદરીના કુટુંબમાં હવે સર્વ વાતે સિદ્ધિ થઈ અને એ કુટુંબનો સંસાર ચીલે પડયો "

સરસ્વતીચંદ્ર.

**ચીરી ખાવી**, ખો ભૂલી જવી; એવી કોઈ તજવીજ થવી કે જેથી ફરીથી એવું કામ થાય જ નહિ. નઠારી ટેવ-આદત મૂકી દેવી-દૂર કરવી

**ચુંક આવવી**, કામ કરવાને ના કહેવો દોષ

અથવા કંટાળો ખાતો હોય એવા માણસને વિષે બોલતાં વપરાય છે. ચુંક આવવા જેવું દુઃખ થવું; વાંકું પડવું; માઠું લાગવું; નાખુશ થવું.

' કામ કરતાં શું ચુંક આવે છે ?'

**ચુંક મટાડવી,** જે જેની મનકામના હોય તે પૂર્ણ કરવી.

**ચુંટી ખાવું,** નિંદા કર્યા કરી હલકું પાડવું; ઘણા જણે એકદમ એકના ઉપર ઠપકો દેવા મંડી પડવું; ઢુંપી નાખવું.

" અરે, આ તો સનેપાત થયો તેથી હવે એ સાડાત્રણ પળ, પહોર કે દીવસના પરોણા છે માટે ચેતી રહેજે; નહિ તો ખાટલામાં મરી જશે તો દુનિયામાં તને ચુંટી ખાશે. "

વીરાધીરાની વાર્તા.

**ચૂંકે ચાં ( નથી કરતો ),** એકપણ શબ્દ બોલવાની હિંમત નથી ધરી શકતો.

" તમે જો ચૂંકે ચાં કરવા જશો તો આ જમાઈઆને ગળામાં પેમતાં જરા પણ દયા નહિ આવે. "

ગર્ધવસેન.

" હરિનંદ કહે, ના કહે તો હાડકાં ભાગી નાખું, તાકાત શી છે કે સામુ ચૂંકે ચાં કરે? મારો ધાક એવો છે કે જરા ડોળા કાઢું કે થરથરે. "

સાસુવહુની લડાઇ

"જો ચૂંકે ચાં કર્યું તો આ કોરડો ને તારો બરડો."

"ધન્ય છે હાલની સરકારને જે રૈયતને સ્વતંત્રતા વધારે આપતી જાય છે ! ને સારે તમે ઊંઘમાંથી કેમ નથી ઉઠતા ? મુંબઈમાની રાજ્યમાં તો ચૂંકે ચાં બોલાતું નહિ."

નર્મગદ્ય.

**ચૂડી કરમ કરવું,** વર મરી ગયા પછી તેની વિધવા ઓએ ચૂડી ફોડી નાખવી.

૨. ગારું રાધવા બેસવું

**ચૂડીઓ પહેરવી,** પુરૂષાર્થ ગુમાવવું; સ્ત્રીની પંક્તિમાં આવવું.

"માતુશ્રી, હું તમારી કુખે ઉછર્યો છું; મેં ચૂડીઓ નથી પહેરી, હું તેનું વેર વાળીશ."

સરસ્વતીચંદ્ર.

"ખાંડવ વન જેણે દહન કીધું, કૃષ્ણ સરખા સાથ; તે અર્જુન વ્યંઢળ થયા, કાંઈ ચૂડી પહેરી હાથ. "

( પ્રે.કૃ. ) સુધન્વાખાન.

**ચૂલા ઉપર ચઢી બેસવું,** ખાવાનું ચૂલે ચઢતું હોય છતાં ખાવાને માટે કોઇ હઠથી જાદે ઉતાવળ કરતું હોય ત્યારે રાંધનાર તરફથી એમ બોલવામાં આવેછે.

**ચૂલા મોંનો,** બળિયેલ સ્ત્રીઓ બાળકને રીસમાં કહેછે. ( ચૂલાના જેવા મોંનો ) ( ચૂલાનું મોં હમેશ બળતુંજ રહેછે તે ઉપરથી ) ધુધવાનો; અદેખો; ઇર્ષ્યાવાળો.

**ચૂલાસધડી સળગવી,** ( કાળજામાં ) અત્યંત ચિંતા થવી; કાળજું બળવું; જોસ્સાથી અકળાવું; ગભરાવું. તેવી નિરંતર સ્થિતિ દર્શાવવામાં કાળજે ચૂલાસધડી બાંધી છે એમ બોલાય છે.

**ચૂલામાં ઘાલવું,** ચૂલામાં ઘાલી બાળી મૂકવું.

"અદિતિ–જા, એનો હું કોઈને આપતી નથી અને આપનારે નથી. તારે બીજું કાંઈ જોઈએ તે માગી લે. દિતિ–(સક્રોપ) બીજાને શું મારે ચૂલામાં ઘાલવું છે ?"

સત્યભામાખ્યાન.

**ચૂલામાં જા,** તું તારૂં ફાવ્યું કર; કાળું કર; દૂર જા. ( તિરસ્કારમાં બોલાયછે. )

**ચૂલામાં નાખવું,** ચૂલામાં મૂકી બાળી મૂકવું; બાળવું; દીસ્તુ કરવું. ( તિરસ્કારમાં )

" નાખ તારો ઉપદેશ અને તારી ભવિષ્યભાવના ચૂલામાં. "

અરેબિયનનાઈટ્સ.

**ચૂલામાં પડ**, અગ્નિમાં પડ અને બળ. જ્યારે કોઇ કહેવા પ્રમાણે ન કરે-વર્તે ત્યારે છેવટે હારી થાકી એમ કહેવામાં આવેછે.

**ચૂલામાંથી નીકળીને હોલામાં પડવું** એટલે ફામફેર પણ બળતરા તો ખરીજ.

**ચૂલામાં પેસવું**, રસોડામાં પેસીને રાંધવું

"ઘર ધણિયાણીના મનમાં હતું કે રાધવાના કામમાં અવલ ગોરાણી તેના માથાની હતી. તેણે કહ્યું

× + + × + +

એ વહુ તો શ્રીમંતની છોકરી તે વળી ચૂલામાં પેસવાની હતી કે ?"

સદ્‌ગુણી વહુ.

**ચૂલામાં બિલાડાં આળોટે છે**, મતલબ કે ચૂલો બિલાડાં આળોટી શકે એવો ઠંડોછે, ચૂલામાં ખાવાને માટે કાંઈ તજવીજ કરવામાં આવી નથી-દેવતા પાડયો નથી;

૨. ઘણીજ તંગી કે ગરીબાઈ દર્શાવેછે

**ચૂલામાં શું ટાંટીયા ઘાલું ?**, બળતણ ખુટ્યું હોય અને ધણીને કહેવા છતા પણ તે લાવનો ન હોય ત્યારે રાધનારી મૂર્ખ સ્ત્રીના તરફથી ( રીસ-ક્રોધમાં ) એમ ઘણી વખત બોલાતુ સાંભળવામાં આવેછે.

**ચૂલે પડવું**, બળી જવું; નાશ થવો; ધિક્કાર પડવો; વ્યર્થ જવું. ( ધિક્કારમાં )

"ચતુરાઇ સૌની ચૂલે પડીરે,
કોઇનું ન ચાલે જોર,
દયા જગતમાં તે બચે,
જેનો કર ગ્રહે નંદકિશોર.-હોય નવા"

દયારામ.

**ચૂશી ખાવું**, ધનમાલ હરણ કરી લઈ વિત્ત વગરનું કરી મેલવું.

**ચેં ચૂં કરવું**, 'ચૂં' કે ચાં' જુઓ

"હવે રગ બદલાઇ ગયો છે, માટે વધારે ચેં ચું કરવામાં માલ નથી."

મણિ અને મોહન.

**ચેપ કાઢલો-મટાડવો**, પીડા ટાળવી; નડતર દૂર કરવું; કંટક ટાળવું; નામ જવા દેવું; ( દુઃખ દેતા માણસનો ) નિકાલ કરવો; પતાવવુ.

૨. ભ્રાંતિ-શંકા દૂર કરવી.

**ચેપ છોડવો**, ભોબત ટાળવી; જવા દેવું ( ધિક્કારમાં )

**ચેલો મૂડવો**, ( ગુરૂ કાનમાં મંત્ર કહી-આપી ચેલો મૂડે છેતે ઉપરથી ) પોતાના ગુણ હોય બીજાને આપવા. ( લાક્ષણિક )

૨. છેતરવું-ઠગવું; ધુનવુ.

**ચેહેરો કઢાવવો-રખાવવો**, માથે વાળ વધારવા.

**ચેહેરો પડાવવો**, છબી પડાવવી.

**ચોક પૂરવા**, મંગળ કાર્ય કરવું; શુભ કરવુ;

૨. બહારની શોભા કે સ્નેહ બતાવવો.

"હાંરે મારે કાજ જે હમેશ ઝાઝી ઝૂરતી, હાંરે તે તુજ બહારથીજ ચોક પૂરતી, હોજીરે જોઇરે મેં જોઈ રીત પ્રીતની."

નર્મકવિતા.

**ચોકઠું બેશી જવું**, યુકિતસર બંધ બેસતું આવવુ, સ્થિતિ—સમય પ્રમાણે ઘટતું આવવું.

"ધનગવરીનો ડાહ્યાભાઇને ત્યા વિવાહ થયો તે ઠીક ચોકઠું બેસી ગયું!"

બે બહેનો.

૨. એવી રીતે અનુકૂળ આવી જવું કે કોઇથી કશી રીતનો વાંધો લઈ શકાય નહિ.

**ચોકડી મૂકવી**, રદ કરવું; છેકી બાદ કરવું.

**ચોકા પાટલા કરવા**, એઠવાડો કાઢવો.

૨. કોઈ કામમાંથી પૂર્ણ રીતે છૂટા થવુ.

**ચોકે નાખવું**, મરનારને લીંજવેલી જગોમાં જેને ચોકો કહે છે તેમાં સુવાડવો. 'ભોંયે નાખવુ' પણ બોલાય છે

**ચોકો કરવો**, મરનારને સુવા માટે અબોટ દેવો; મરનારને માટે ભોંય લીંપવી.

"ચોકો કરાવ્યો ચોવિધે,
આણ્યા જળતલ જાણ;
દધિ ગોમય ગોમૂત્ર ત્યાં,
મૂકયાં નાખી નિર્વાણ.
માંધાતાખ્યાન.

૨. 'એના નામનો ચોકો કર્યો' એટલે એનું નામ જવા દીધું—હવે પતી રહ્યું. જાણે છે નહિ એમ કરવું; ઘટસ્ફોટ કરવો.

**ચોકો વાળવો,** ગમેતેમ આડુંઅવળું બતાવીને કામ બંધ પાડી નાખવું; આડુ અવળું કરીને કામ સરાણે ચઢવા ન દેવું; થયેલો ઠરાવ અથવા વિચાર કોઈપણ રીતે ફેરવી નાખવો, ગમે તે બહાને કામ અટકે એમ કરવું.

૨, ( મરનારનો ) મરનારને ચોકે નાખવું. ' તારો ચોકો વાળે ' એમ બદદુવા દેતાં વપરાય છે.

**ચોખા ચઢાવવા-મૂકવા,** કોઈની મરજી મેળવવા માટે તેને ત્યાં જઈ ખુશામત કરવી. ( દેવની કૃપા મેળવવા દેવસ્થાન આગળ ચોખા મૂકવા-ચઢાવવામાં આવે છે તે ઉપરથી )

૨. ચોખા મૂકી નોતરૂ-આમંત્રણ કરવું; નોતરવું; તેડવું;

"તેણે દરેક અધિકારીને ત્યાં ચોખા ચઢાવ્યા. અને મહિનાના મહિના ઉમેદવારી કરી તથા નોકરીની આશામાં પોતાની પાસે જે કંઈ પાંચ પચાસની આસ્તા હતી તે પણ સોર મૂકી દીધી." ગર્ધવસેન.

"જાઓને, તેને ત્યાં જઈ સત્તર દહાડા પડ્યા રહો ને! તમને કોણ ચોખા મૂકી બોલાવવા આવ્યું હતું તે." સત્યભામાખ્યાન.

"અરે ઓ લાજુલાડી, તારે બારણે કોણ ચોખા મૂકવા આવ્યું છે જે તું વચ્ચે મુંડી ઘાલવા આવી?" ભામિનીભૂષણ.

**ચોખા નાખવા-વેરવા ( સાથે, )** નાતરૂં કરવું ( નાતરીઆ નાતમાં. )

**ચોખ્ખો હાથ રાખવો,** પ્રમાણિકપણું કે નિરપરાધીપણું જાળવી રાખવુ.

**ચોટલી મંતરવી,** છેતરીને કાંઈ કાઢી લેવું; આડુઅવળું સમજાવીને ઠગી લેવું.

"એતો ભલભલાની ચોટલી મંતરી લે એવો છે."

**ચોટલી હાથમાં આવવી,** દાવ-કબજા-પેચમાં આવવું.

"વાઘજી કહે છે એ ખરૂ છે, પણ બુદ્ધિધનની ચોટલી આપણા હાથમાં આવે એટલે પછી એ ભૂતને ધુણાવવું હશે તેમ કયાં ધુણાવાતું નથી!" સરસ્વતીચંદ્ર.

**ચોટલી હાથમાં હોવી,** જે માણસ જેથી બીજાને વશ થઈ રહ્યું હોય તે માણસનું મૂળ બળ પોતાના હાથમાં હોવું. 'એની ચોટલી મારા હાથમાં છે' એટલે કે એ મારા કબજામાં છે--હું જેમ કહીશ તેમ તે કરે એમ છે.

**ચોથો પાયો જ નથી,** ( સ્થિર રહેવાનો આધાર જ નથી) એમ ઢંગધડા વિનાના માણસને વિષે બોલતાં વપરાય છે.

**ચોપડી મૂકવું,** જવા દેવું; માફી આપી છુટકો કરવો.

"ત્યારે શું હું તેને ચોપડી મૂકીશ કે?"

**ચોર પેસવો ( શરીરમાં ),** રોગે પ્રવેશ કરવો અથવા પ્રવેશ કરી તબિયત બગાડવી, ઘાણુ પેસવો

**ચોરાશી બંદરના વાવટા ઉશડવા,** ચોરાશી બંદરમાં વેપાર ચલાવી બહુ ધન પ્રાપ્ત

કરવું અથવા મોઢું નામ ગજાવી મૂકવું.

"ભાઇ એને ત્યાં તો ચોરાશી બંદરના વાવટા ઉડે છે"

**ચોરાશીનો ફેરો,** (ચોરાશી લાખ અવતાર જીવને ધરવા પડે છે એમ પૂરાણમાં કહેલું છે તે ઉપરથી લાક્ષણિક) કોઈ કામ એક વાર આરંભ્યું અને તે પાર ન પડવાથી ફરી કરવું પડે અને એમ વારંવાર થયાં કરે ત્યારે કહેશે કે એ કામ તો ચોરાશીના ફેરામાં પડયુ.

૨ જન્મથી તે મરણ પર્યંતમા ક્ષણે ક્ષણે અનેક સ્થિતિઓ થવી તે; સ્થિતિઓનાં રૂપાતર થવા તે.

૩. ઘણીજ સંકડામણમા આવી પડવું તે, વારંવાર ગભરાટ ઉપજે એવી સ્થિતિમાં ફરવું પડે તે

૪. 'જન્મ મરણનો ફેરો'

"ધન્ય છે એ રાજાઓને તથા તેઓના માતપિતાઓને! તેઓએ તો પોતાના દેહનુ સાર્થક કર્યું તેઓ તો ચોરાશી લાખના ફેરામાથી ટળ્યા હમણા તેઓ આકાશમાં તારા થઈ પ્રકાશતા હશે"

કરણઘેલો.

**ચોસલુ—ચોકઠુ બેસાડવુ,** તાલમેલ-જુક્તિથી કામ પાર પાડવુ, વાત બંધ બેસાડી દેવી;—વાદ ખરો કરી બતાવવો

"જો તારામાં હિમત હોય તો બેમાડી પાડીએ ચોકઠુ, પછે થાય સત્યભામા પરણી અને તુ થઈ પડે તેની સખી, જેથી કરી વધે તારો અને મારો ભાવ."

સત્યભામાખ્યાન.

**ચોસલું ફરવું,** કામ થવુ કે અમુક કામમાં ફાવવુ.

"એના વિના ચોસલું ફરવાનું નથી"

**ચોળીને ચીકણુ કરવું,** અમુક વાત સંભાર્યાં કરવી; અમુક વસ્તુમાં વારેવારે હાથ ઘાલી તેને બગાડી નાખવી.

૨. સહેલા કામને અઘરૂં કરવું, ગુંચવણી કરવી, દોઢ ડહાપણ ચલાવવુ; સારી પેઠે તપાસ કરવા સારૂ વસ્તુ કે કામમાં ઉથલ પાથલ કરી મૂકવી.

**ચૌદ ચોકડીનું રાજ,** સત્, ત્રેતા, દ્વાપર, અને કલિ એ ચાર યુગના સમુદાયને ચોકડી કહે છે એવી ચૌદ ચોકડીના વખતનુ રાજ.

"ચૌદ ચોકડીનું રાજ કબૂલ એ કર્મે કીધું."

અંગદવિષ્ટિ.

**ચૌદ ભુવન એક થવાં,** ગજબ થવો, પ્રલય થવો, કેર વર્તાઈ જવો. (સપ્ત સ્વર્ગ અને સપ્ત પાતાળ મળી ચૌદ ભુવન.—

ભૂર્લોક ભૂવર્લોક, સ્વર્લોક, જનલોક, તપોલોક, અને સત્ય લોક એ સપ્ત લોક અને અતળ, વિતળ, સુતળ, તળાતળ, મહાતળ, રસાતળ, અને પાતાળ એ સપ્ત પાતાળ કહેવાય છે)

૨, મહા મુશીબત પડવી; અતિશય સાંકડમા આવી પડવુ; શું કરવું તે સૂઝે નહિ એવી મુશ્કેલીમાં આવી પડવું, એકાએક આફત આવી પડવાથી ગભરાવું.

**ચૌદમું રતન,** શિક્ષા, ડફણાનો માર. (અમૃત એ ચૌદમુ રત્ન છે. તેને માટે દેવ અને રાક્ષસોને વારંવાર લડાઈઓ થતી હતી તેથી અથવા અમૃતના જેવું ફળ આપનાર માર છે તે ઉપરથી મારના સંકેતમાં તે વપરાય છે.

लक्ष्मीः कौस्तुभ पारिजातक सुरा धन्वंतरी श्चंद्रमा ।
गावः कामदुघा सुरेश्वर गजोरंभादि देवांगना ॥
अश्वः सप्त मुखो विषंहारि धनुःशंखोऽ

મૃત-શ્વામ્બુધેઃ રત્ના નીતિચતુર્દશ (પ્રતિદિનં કુર્વન્તુનો મંગલમ્ )

"અક્રમીને પાસે પડયાં હોત તો ચૌદમું રતન કયારનુંએ અંગેઅંગે વ્યાપી રહ્યું હોત."

સત્યભામાખ્યાન.

"માર બે ચાર તમાચા, ચૌદમા રતન વિના પોરિયાં રડતાં રહે નહિ."

ભટનું ભોપાળું.

"આ રાંડને કંઇ ખાતું જડે તો એવી ગુંદી ગુંદીને મારૂં કે નરમ ઘેસ થઈ જાય; પછી હું જે કહીશ તે કરશે, માર ચૌદમું રતન છે,' માટે હવે લે ખુધું ને કર સુધું. હવે તો એજ વાત; બીજો ઉપાય નથી"

"પશુના સમજે પગે લાગે,
ભૂત ચૌદમે રત્નેજ ભાગે."

વિજયવાણી.

---

## છ

છક્કડ ખાવી, (છક્કડ=ધોલ; લપડાક તે ઉપરથી) મારખાવો; ઠગાવું; નુકસાનમાં આવી પડવું. (લાક્ષણિક)

જેઓ કાચા હૈયાના છે તેવા માણસો જ્યારે છક્કડ ખાય છે ત્યારે ખાલી દુનિયાનો વાંક કાઢે છે."

જાતમહેનત.

છક્કા છૂટી જવા, નાઉમેદ થઈ જવું; આશાભંગ થવું.

૨. હિંમત હારી જવી; નરમ પડી જવું; જોરસો નરમ પડી જવો.

છક્કે પંજે દ્વાદસો, પારકે પૈસે છળભેદ કરી મોજ માણવી તે. છક્કા પંઝા કરવા પણ વપરાય છે.

છક્કો પંઝો રમવો, દાવ પેચ રમવો; દગો ફટકો કરવો; છળભેદ કરવો; ભૂલથાપ આપવી; ફરેબ દેવો; કાવાદાવો કરવો; દગલબાજી કરવી.

(રમવાનાં પાનામાં છ અને પાંચના જે બે સમુદાય તેના અથવા પાસાના દાવ રમવા તે ઉપરથી લાક્ષણિક અર્થે;

"તને છક્કા પંઝો રમતાં ઠીક આવડે છે!"

"નાની બેન ઘણીજ સાદા સ્વભાવની, નિષ્કપટી અને માયાળુ સ્ત્રી હતી એટલે આ છક્કા પંઝો રમ્યાની તેણીને બિલકુલ ખબર પડીજ નહિ."

અરેબિયન નાઈટ્સ.

છઠ્ઠીના લેખ, (બાળકના જન્મ્યા પછી છટ્ટે દિવસે ભીંતે કંકુવતી પુતળાંવાળું ઘર ચીતરી-એ જે ઘર તેને વિધાત્રી કલ્પી તેની આગળ કાગળ, ખડીઓ, કલમ વગેરે મૂકી પૂજા કરે છે અર્થાત્ છોકરાંનું ભવિષ્ય પેલી વિધાતા લખી જાય છે, એ લેખ કોઈ પણ પ્રકારે ટાળ્યા ટળતા નથી. કહ્યું છે કે.

ललाटपट्टे लिखिता विधात्रा
षष्ठिदिने याक्षरमालिकाच ।

વિધાતાએ છઠ્ઠીને દિવસે અક્ષરની માલિકા લલાટમાં લખેલી છે અને તે મિથ્યા થતી નથી તે ઉપરથી) વિધાતાએ નિર્માણ કરેલું નશીબ.

"છઠ્ઠીના લખ્યા લેખ, કહો કેમ મટશેરે; મારા પેલા જનમનાં પાપ, કઈ પેર ટળશેરે,"

"તે તો ટાળી નહિ ટળે, લાગી રહિયા સાથ; જન્માક્ષર છઠ્ઠીતણા, પડી પરોઢે ભાત,

નંદ બત્રીશી

"કંઈ કહે ટાળ્યા નવ ટળે,
લખ્યા છઠ્ઠીના લેખ,
તોપણ શોધે શુકનને ,
પૂછે છે મીન મેખ,"

વેન ચરિત્ર.

**છઠ્ઠીનું ધાવણ કાઢવું,** (જન્મ્યા પછી છઠ્ઠા દિવસથી આરંભીને આજ પર્યંત જેટલું ખાધેલું હશે તેટલું બધું ઓકી કાઢવુ ) ઘણું જ ઓકવુ. 'તે એટલું ઓકયો કે છઠ્ઠીનું ધાવણ કાઢયુ.'

**છઠ્ઠીનો ઉખડેલો,** જન્મથીજ તોફાની–હેછાં-છરો–ઉદ્ધત

**છઠ્ઠો ખૂણો,** ઘણોજ દૂરનો અને ખૂણા ખો-ચરાનો ભાગ, કોઈ ન જડે–ન ઓળખાય એવી દૂરની જગો. (બેદરકારીમા બોલાય છે) "આટલા દહાડા તો હું ગમે તેને ઘેર જાઉં તો વગર બોલે છેક છઠ્ઠે ખૂણે તે બે ઠા હોય ત્યાં ચાલી જાઉં એવી હતી."

ભામિનીભૂષણ.

"ભાઈ હું અજાણ્યો છું માટે માફ કરો વાસ્તવિક રીતે તે મહેલ સબંધી મને મા-હીતગારી નથી હું તો અહીંયા માત્ર કાલે જ છેક આફ્રિકાને છઠ્ઠે ખૂણેથી ચાલ્યો આવું છું "

અરેબિયનનાઈટમ

છપ્પનમો ખૂણો પણ કહેવાય છે.

**છડી નાખવું,** મારમારી ધાણ કાઢી નાખવો 'તેણે તેને છડી નાખ્યો'

**છતા પૂજેલા,** પૂર્વ જન્મે પુણ્ય કરેલું, માર તપ કરેલુ. 'છતે હાથે પૂજેલા' પણ બોલા-યછે

**છતું રાખવું,** મળની–પ્રથમની સ્થિતિ કાયમ રાખવી.

'આ છોકરો મારૂં કોઇ છતું રાખે એમ નથી "

શિવલક્ષ્મી

**છનાછની, થઈ રહેવી,** નાણાંનું પુષ્કળ ભે-ગું થવું; ગદબદિયાં થવાં.

( રૂપિયાનો છન્ છન્ અવાજ થાય છે તે ઉપરથી. )

**છપડી આપડી,** કુડકપટ; લુચ્ચાઈ; ઢોંગાઈ.

**છ પાંચ કરી જવું,** અગિયારા ગણવા; ના-શી જવું; સટકી જવું.

**છપ્પન વખારી—વેપારી,** ( છપ્પન દેશમાં વેપાર કરનારો ) ઉધુક્તપણે ગુંથાયલો; ઘણા વ્યવસાય વાળો; જેને ઘણે ઠેકાણે નજર રાખવી પડતી હોય તે.

'છપ્પન વખારી ને બારો કુંચી ' એમ ક-હેવાય છે. છપ્પન શાહ એકલું પણ બો-લાય છે,

**છપ્પનની છીનાળી કાઢવી,** ગુપ્ત કર્મ જે કર્યાં હોય તે ઉઘાડાં પાડી ફજેતી કરવી; ધૂળ કાઢવી. આ પ્રયોગ સ્ત્રીઓમાં જ વ-પરાય છે.

**છપ્પનનો દેવાળવો,** ( છપ્પન જગોએ જે-ણે દેવાળું કાઢયું હોય તે ) હમેશનો નાખી-ચો દેવાળવો.

**છપ્પન પર ભૂગળો વાગે છે,** ( લોકમાં મનાય છે કે જે ખજાનામાં છપ્પન ક્રોડ રૂ-પિયા રોકડા હોય તે ખજાનામાંથી ગેબી અવાજ નીકળ્યાં કરે છે—લક્ષ્મી સાક્ષાત્ બીરાજે છે તે ઉપરથી.) પુષ્કળ પૈસો છે.

" હામ હામને સુંદર હામરે,
સોનામય દ્વારિકાં ગામરે,
વાજે છપ્પન ઉપર ભેરરે
પાસે ગોમતીની લહેર રે"

લક્ષ્મણાહરણ.

**છપ્પનમે ખૂણે પડવું,** ઝટ જડે નહિ એવી સ્થિતિમાં ખુણેખાચરે પડી રહેવુ

" કોણ જાણે પડ્યું હશે છપ્પનમે ખૂણે" એવીરીતે–બે દરકારીમાં જવાબ દેતાં વપ-રાય છે

**છપ્પનમે પાને** (ઉરાડવું), ન લેખવવું; તુચ્છ ગણી ન ગણકારવું; બેદરકારીમાં ઉડાવી દેવું. છપ્પન સિવાય બીજી કોઈ સંખ્યા મૂકી નથી બોલાતું.

"તેઓ કોઇથી પણ બીતા નહિ; એઓ પહેલાં દરબારી સિપાઇઓથી બીતા હતા, તેમને પણ હવે છપ્પનમે પાને ઉડાવવા લાગ્યા."

વીરાધીરાની વાર્તા.

૨. (નાખવું) દરકાર વિનાની સ્થિતિમાં રાખવું; અજવાળામાં ન આવે એમ ગુપ્ત રાખવુ

'હવે તો તમારા બહાર છે, હવે તો આ શેલ પડી ખાંજરે, નાખો છપ્પનમે પાને! નહિ તેના સુખનો નહિ તેના દુઃખનો સવાલ, કોણ સખી ને કોણ વાત!"

દિલીપર હરવો.

**છબલીકાં વગાડવાં**, ભીખ માગવી અથવા ભીખ માગતા થવુ, (પૈસો ટકો ખાલી થઈ જવાથી.)

'છબલીકાં વગાડો હવે'

**છર ફેરવવો**, કાપી નાખવુ; બગાડવુ, બ્યર્થ કરવુ; ધૂળધાણી કરવું; નુકસાન કરવુ.

૨. (નામપર) નામ-કીર્તિ ગુમાવવી; આબરૂ ધૂળ મેળવવી.

"એ બાયલા ને બીકણ, લશ્કરની સરદારી લઈ આજ તે અકબરના નામપર છર ફેરવ્યો છે."

પ્રતાપનાટક.

**છરી મૂકવી** (માથે), કાપી નાખવુ; ખરાબ કરવું; નાશ કરવો.

૨. (ગળે) જુઓ ગળે છરી મૂકવી.

**છલ્લી મૂકવી**, સ્ત્રીઓ કાનનો વેહ વધારવાં સરૂ દાંતની નાની ચૂડીને એક ઠેકાણેથી ચીરો મૂકી કાનની નીચલી બૂટે ભેરવે છે તેને છલ્લી મૂકવી કહે છે

**છાંટ મારવી**, જૂઠી ગપ ઠોકવી, ખોટી વાત ચલાવવી; મરદામી બતાવવા ડફાંસ હાંકવી.

**છાંટા ઉડવા-લાગવા**, ડાઘ લાગવો; કુસંગતિનો દોષ બેસવો; બદનામી આવવી; નઠારી સોબતથી નુકસાન થવું. 'તેના છાંટા મને ઉડયા.'

"મને પુષ્કરની કથી વાત તું કહીશ નહિ, આપણુને એની સંગતના ખરેખરા છાંટા લાગ્યા."

નળદમયંતીનાટક.

**છાંટો પાણી**, દારૂ કે એવોજ કોઈ પ્રવાહી આદિ પદાર્થ.

**છાજીઆં લેવાં**, (ધિક્કાર-ચીઢનો શબ્દ બૈરાં વાપરે છે) કોઇને નાગે કૂટવું. (બહુવા દેતાં વપરાય છે)

"તારાં છાજીઆં લઉં મૂઆ, કેમ મારો જીવ લેવા બેઠો છે."

"ગાળો દેતી દેતી અને મોટે સાદે મોં વાળતી ચંડિકા મેડીએ ચઢી અને ધણી સામી ઊભી રહી છાજીઆં લેવા લાગી."

સરસ્વતીચંદ્ર.

**છાણ પુંજવું**, છાણ એકઠું કરવું. (કાઠિયાવાડ તરફ)

**છાણમાં તરવાર મારવી**, છાણમાં તરવાર મારવાની પેઠે ઘાલવુ ત્યારે મોટું ડોળ, ને કરવું ત્યારે કંઈ નહિ; કરવુ કાંઈ નહિ ને ખોટી ડફાંસ હાંકયાં કરવી

"શ્રીમંતો અઘટિત રીતે પાણીદાર હથિયારને છાણમાં મારે છે."

નર્મગદ્ય.

**છાણાં થાપવાં** (માથે), બહેકી જઇને દુઃખ દેવું; માથે ચઢી વાગવું; માથાને છાણાં થાપવાની જગો માનવી (બહુવચનમાંજ બોલાય છે) 'તમે તેને બહુ લાડ લડાવોછો. પણ જો જો તમારે માથે છાણાં થાપશે.'

**છાણાં સંકોરવાં**, તપ કરવામાં મદદ કરવી; પૂણ્યનું કર્મ કરવું.

"ભાઈ, એણે એનાં છાણાં પૂર્વ જન્મે

સંકોચાં હશે તે આ જન્મ લાભ મળે એમાં થી નવાઈ?"

**છાણે વીંછી ચઢાવવો,** ઉશ્કેરવું; સાંસણી કરવી, ઉત્તેજન આપવું (ખોટી બાબતમાં.)

૩. એક ઉપાધિમાં બીજી અનેક ઉપાધિઓ એકઠી કરવી. (જાણી જોઇને)

"ખટ કરમમાં ઝાઝો ઘુંચવાયો,
ફરી વીંછી ચઢાવ્યો છે છાણે રે, ભાઇ ભેદ."

કવિબાપુ.

**છાતી ઉભરાઈ જવી,** શોક કે આનંદથી રડવું આવવું.

**છાતી ઊંચી આવવી,** (ખુશાલીમાં છાતી હલકી લાગે છે તે ઉપરથી) છાતી ફુલવી –ઠરવી; સંતોષ થવો, સારૂં દેખી આનંદ થવો; જીવ પ્રફુલિત થવો; જીવને આનંદ થવો. ગજ ગજ છાતી ઊંચી આવવી પણ બોલાય છે.

"મી. હીથકોટમાં, પ્રમાણિકપણાના હિંમતના અને યાંત્રિક બુદ્ધિના એવા ઊંચા સદ્ગુણ હતા કે તેના વંશજની છાતી વાજબી રીતે ઊંચી આવે."

જાતમહેનત.

છોકરો મોટી પરીક્ષામાં પાસ થયો સાંભળી બાપની છાતી ઊંચી આવી."

**છાતીકાઢી ચાલવું,** મરદ છુ એમ બતાવવું; મરદાઇમાં ચાલવું; ભપકાથી ચાલવુ; મિજાસમાં ચાલવું.

"અંગે તેલ ફુલેલ લગાવે,
માથે છોગાં ઘાલેજી,
જોબનધનનું જોર જણાવે,
છાતી કાઢી ચાલેજી,

બ્રહ્માનંદ.

**છાતી ચલાવવી,** હિંમત ભીડવી.

**છાતી ટાઢી છે,** સંતોષ–તૃપ્તિ;–નિરાત છે

૨. સુખ છે, ચેન છે.

૩. ધીરજ છે.

૪. પ્રસન્ન સ્વભાવ છે; ખુશ મિજાજ છે.

**છાતી ટાઢી થવી,** ઇચ્છા પૂરી પડવાથી સંતોષ ઉપજવો; તૃપ્તિ થવી; નિરાંત વળવી.

**છાતી ઠાલવવી,** હૈયાની બળતરા બહાર કાઢી છાતી હલકી કરવી; હૈયાની વરાળ કાઢવી, સુખ દુઃખના ઉભરા કાઢવા.

"છાતી ઠાલવવાનું છે, નહિ ઠેકાણું ભ્રાત; કેની આગળ જઈને કહું, મારા કર્મની વાત."

વેનચરિત્ર.

છાતી ખાલી કરવી પણ બોલાયછે.

૨. રડીને હૈયાનો ડુમો કાઢી નાખવો.

**છાતી ઠોકવી,** (સાબાશી આપતાં)

૨. ઉશ્કેરવુ, ઉત્તેજન આપવું; હિંમત આપવી.

**છાતી ઠોકીને કહેવું,** ખાતરીથી–ભરોસાથી કહેવુ.

૨. દમ ભર્યું બોલવુ; નિડરપણે કે કંઇ આચકો ખાધા વિના બોલવુ.

**છાતી તોડવી,** શરીરને ઇજા પહોચે–છાતીમાં દરદ થાય એવી સખત મહેનત કરવી. તેણે તે કામમા છાતી તોડી નાખી છે' 'તે છાતીતોડ કામ કરે છે'

**છાતી પીગળવી,** દિલમાં અસર થવી, દિલમાં લાગવું. (દયા, પ્રેમ વગેરે જોસ્સાથી)

**છાતી ફાટવી,** એકદમ ઓચિંતી આફત કે ગભરાટમા આવી પડવું.

"વજ્જર જેવી છાતડી, ફટદઈ ફાટી જાય, રાજ કુંવર જીવતો બળે, સગીમાએ તે કેમ સુખાય–કુંવરજી કેમ હુ જીવું."

વેનચરિત્ર.

૨. નુકસાન થાય એવા હરખમાં આવી જવુ.

૩ છક થઈ જવું, દિંગ થઇ જવું, અચંબો પામવો.

**છાતી ફુલવી,** આનંદથી હલકી થવી ) આનંદિત થવું; હરખથી ફુલવું.

"મણિભાઇને મોટાના દિકરા જાણી ડાહ્યા હશે એમ જાણી સઘળાએ માન આપેલું ત્યારે તો મણિભાઈની છાતી હાથ હાથ ફુલેલી."

નવી પ્રજા.

**છાતી બળવી,** અદેખાઈના જોસ્સાથી છાતીમાં જબરી અસર થવી.

૨. ઘણું દુઃખ થવું; અતિશય જોસ્સાથી અકળાવું

૩. દયા ખાવી–દિલમા દાઝ આવવી.

'છાતી બળીને કોયલો થવો' પણ બોલાયછે.

**છાતી બેસવી,** દિલગીરી કે નુકસાનમા દબાઈ જવું, હિંમત હારી જવી; ટાંટિયા નરમ થવા; ભય–ચિંતાથી છેક ચોંકી ઊઠી અકળાવું. છાતી ભાગવી પણ વપરાય છે.

જેમ કે, "તેણે મને દુઃખ દઈ મારી છાતી ભાગી નાખી" એટલે મારામાં જે હિંમત હતી તે જતી રહે એમ કર્યું.

"ઈશ્વરે મારો એકનો એક છોકરો તાણી લઈ મારી છાતી ભાગી નાખી."

**છાતી ભરાઈ આવવી,** ડીમો ચઢી આવવો; છાતીમાં મુઝવણ થવી. (ઓછુ આવતાં અથવા પ્રેમના આવેશમા. )

છાતી ભરાઈ જવી પણ બોલાય છે.

"પ્રેમે આંખમાં આવીયાં પાણી,
સ્નેહ સ્મરણથી છાતી ભરાણી."

વેનચરિત્ર.

"જ્યારે પોલીનાએ આ અલૌકિક મૂર્તિ આગળ પડદો ઊંચો કર્યો ત્યારે આબેહુબ હાર્મિયોનની મૂર્તિ સર્વેના દીઠામાં આવી તે વેળા રાજાની છાતી ભરાઈ આવી; ઘણીવાર લગી તો તે સ્તબ્ધ થઈ ગયો અને તેની જીભ ઉપડી શકી નહિ."

શે કથાસમાજ.

**છાતી ભરાઈ જવી,** ( ગભરાટથી કે ખેદકારક બનાવથી )

"પોતાની પ્રજાને રડતી કકળતી સાંભળી તેની છાતી ભરાઈ ગઈ–આખી રાત તેને નિંદ્રા ન આવી ને અનેક વિચાર સુઝયા."

વનરાજ ચાવડો.

**છાતી વેંત વેંત તર થવી,** હરખથી ફુલવી; ઘણોજ સંતોષ થવો; આનંદમાં ગરક થવું; ( દિલગીરીમાં છાતી ભારે લાગે છે અને ખુશીમાં હલકી લાગે છે તે પરથી. )

"તારા વડેજ પૂર્વ દિશામાં ફતેહ મળી છે; અને વળી તારી એકજ નરવારથી એ જાણી મારી છાતી વેંત વેંત તર થાય છે."

વીરાધીરાની વાર્તા.

'**છાતી હાથ હાથ ફુલવી**' પણ બોલાય છે.

**છાતી સરસું રાખવું,** પ્રેમમાં પાસે ને પાસે રાખવું; વીછું ન મૂકવું; અધીરાઈથી કોઇને ન ધીરવું.

**છાતી હાથ ન રહેવી,** હૈયું વશ ન રહેતાં લાગણીઓ ઉભરાઈ–ઉશ્કેરાઈ આવવી.

"–કુંવરી તેમ દમાતી,
આવી બહુલ સંધાતી રે;
રંગે રમતી રાતી માતી,
દેખી નવ રહે છાતી રે–સાંભળો."

શીલવતીનો રાસ.

**છાતીએ દાઘ લાગવો,** દિલમાં ઘણું દુઃખ લાગવું; મનમાં માઠી અસર થવી.

"પ્યારીની બેવફાઇથી આશકને છાતીમાં ડાઘ લાગ્યો."

૨. વેર લેવાનો જોસ્સો રહેવો (દિલમાં.)

**છાતીએ ધરવું,** વ્હાલમાં છાતી સરસું ચાંપવું; છાતી સાથે બેટાડવું–દાબવું–વળગાડવું.

**છાતીએ હાથ મૂકવો,** ધીરજ આપવી; દિલાસો દેવો.

૨. ઉત્તેજન આપવું.

**છાતીની મુક્કી,** સ્વપરાક્રમ; આપસામર્થ્ય, જાતમહેનત.

"છાતીની મુક્કી વિના કામ ન થાય."

**છાતીનો આધો,** સાહસિક; હિંમતવાન; જીવની દરકાર ન રાખે એવો; મોટું કામ માથે લેવાનો, અને તેમાં દુ:ખ પડે તે સહન કરવાનો જોસ્સો રાખનાર; આઘું પાછું ન જોતા કૂદી પડે એવો; જોખમ ખેડનાર

"તે કહે મારો બાળક આ દોડાદોડમાં અથડાઈ પડશે અને કંઈ વાગશે તો હું શું કરીશ? છાતીનો આધો છે તેથી કદાપિ ધાડ જોવા ગયો હશે ને ત્યાં કદાચ ચોરો સાથે જુદ્ધ કરશે."

વનરાજ ચાવડો.

"માળવી રાજા ચપળ, કુશળ, પાતળો પણ કઠણ ઘડાયલો, છાતીનો આધો, તાકીને ભાલો ને તીર મારનાર, બળવાન ને દાવપેચવાળો હતો."

સધરાજેસીંગ.

**છાતીપર પથ્થર મૂકવો,** દિલગીરીના જોસ્સાને દબાવવો. (ઉપર પથ્થર મૂકવાથી જેમ તજેની વસ્તુ વધવા અથવા ઊંચી થવા પામતી નથી તે ઉપરથી.)

"મારા ઉપર ઉપરા ઉપરી દુ:ખ આવી પડવાથી ઘણી વખત ડુમો ભરાઈ આવે છે પણ છાતી પર પથ્થર મૂકી મેં સહન કર્યું."

**છાતીપર બેસવું,** કોઈની પાસે ચાંપીને કામ કરાવવું.

૨. સંતાપવું; દુ:ખ દેવું.

૩. ઘણુંજ નજીક બેસી ગભરાવવું

**છાતી પર બેસીને લોહી પીવું,** અતિશય સંતાપવું

"તારા જેવા દાની છાતીપર બેસીને લોહી પીઉં એવી છું. (નિર્દય છું) એમ કહે છે અને?"

ભામિનીભૂષણ.

**છાતીપર રાખવું,** કાળજી પૂર્વક પાસેનું પાસે રાખવું; વીસરી મૂકી કોઇને ન ધીરવું; કોઇના વિશ્વાસપર સોંપી દૂર ન ખસવું (પ્યારમાં.)

"ઘરનો ધંધો ઘણો કરે જેમ,
લીધી વેચાતી લૂંડી;
છૈયા છાતી પર રાખું તો એ,
ભાભી કહેશે ભૂંડી."

વેનચરિત્ર.

"અલક, જો નવીનચંદ્ર સાથે જવું પડે તો હોશીયારી રાખજો હોં? તારી ભાભીને જો એ કેવી છાતી પર રાખે છે?"

સરસ્વતીચંદ્ર.

**છાતીપર હાથ મૂકવો,** છાતીએ હાથ દેવો; ઉત્તેજન આપવું; ધીરજ આપવી.

૨. ધીરજ ધરવી, નિશ્ચિંત રહેવું.

**છાપ ખાવી,** કનકવાનું ચગતાં ચગતાં એકાએક નીચા પડી જવું.

**છાપ પડી જવી,** કોઈ પણ માણસ વિષે લોકમાં સારૂં કે નરસું બોલાવું 'તેની ચાર લોકમાં છાપ પડી ગઈ છે.'

**છાપ મારી આવવી-બેસાડવી,** ચારમાં જઈ યશ મેળવવો, ડંકો કરી આવવો

**છાપરૂં વધવું (માથે),** માથાના ઘણા ખરા ભાગમાં વાળ નાખ્યા હોય-ચહેરાના વાળ વધ્યા હોય ત્યારે તેને વિષે મજાકમાં બોલતાં વપરાય છે.

**છાપરે ચઢવું,** ખોટી મોટાઈ દેખાડવી; ફૂલવું; પતરાજખોર થવું, બહેકી જવું, ફાટી જવું; મગરૂર બનવું.

"સહેજ સહેજ વાતમાં એટલો બધો શેનો છાપરે ચઢી જાય છે તે?"

"હવે એની વેતરણ કરૂં છું; ભાઈશ્રી પાચ ખુબ છાપરે ચઢ્યા છે પણ પાછો હનો તેવોજ ફંગોળ કરી મુકું ત્યારેજ હું ખરો."

અભિમન્યુનાટક.

"હું તો તને એક વાત પૂછવા બોલાવતી હતી, એટલામાં તો તું છાપરે ચઢે છે."

ભામિનીભૂષણ.

"કોઈના મોઢાપર તેનાં ઘણાં વખાણ કરશો નહિ કેમકે તે છાપરે ચઢાવવા અને ખુશામત કરવા સરખું ગણાશે."

નર્મગદ્ય.

**છાપરે ચઢાવવું**, વખાણ કરી ફુલાવવું.

**છાપી નાખવું**, મર્મ ઉઘાડો કરી ફજેતી કરવી; ચારમાં જઈ મર્મનું બોલી અથવા ચરચા કરી નીચું જોવડાવવું; ઝાંખું પાડવું.

"તેણે તેને છાપી નાખ્યો."

**છાપું મારવું**, નિશાની કરી મુકરર કરવું.

"તમારે એજ વીંટી ઉપર શું છાપું માર્યું છે ? તમને એથી ભારે વીંટી મંગાવી આપું છું; આ વીંટી સારૂ તો ક્ષમા કરો."

શે. કથાસમાજ.

**છાપેલું કાટલું**, નઠારી બાબતમાં કીર્તિ મેળવેલો માણસ; પ્રખ્યાત માણસ (ખોટી બાબતમાં.)

લોકોમાં ચરચાયલું-વગોવાયેલું માણસ; નઠારી બાબતમાં જેની છાપ પડી ગઈ હોય તે.

**છાબડી કળપવી**, ઘરો આઠમે ટોપલીમાં અનેક ચીજો મૂકી બ્રાહ્મણને આપવી.

**છાયા પડવી**, 'મારી તેને છાયા પડી' એટલે તે મારા તેજમાં લેવાયો.

**છાલ છોડવો**, (છાલ-ખ્યાલ ઉપરથી) કેડો મૂકવો.

**છાલકા પાણીમાં ફરવું**, છલકાઈ જવું; જ-તરાઈ કરવી; મિથ્યાડંબર રાખવો.

**છાલાં કુટવાં**, મહેનતનો બદલો ન મળે એવી નકામી માથાકુટ કરવી; નકામી વાતનું ટાયડું કુટવું; છાલાં-ફોતરાં કુટવા જેવો વ્યર્થ પ્રયાસ કરવો.

**છાશ પીવી**, સવારમાં શિરામણી કરવી; (છાશ પીવા ટાણું એટલે સવાર. (કાઠીઆવાડ તરફ.)

"અમસ્તો શું છાલાં કુટયાં કરે છે? કોઈ સાંભળતું તો છે નહિ."

**છાશબાકળા**, ખટું થઈ ગયેલું; નકામું; બગડી ગયેલું.

૨. (અર્થ ૧ ના લાક્ષણિક અર્થે) વીલું; ફીકું પડી ગયેલું. (મોં)

કાઠિયાવાડ તરફ આ પ્રયોગ બોલતો સાંભળવામાં આવે છે.

**છાશમાં પાણી ઉમેરવું-કરવું**, વધારીને કહેવું; અતિશયોક્તિ કરવી; વધારો કરવો.

"શામાં શામાં સારૂં નરસું બોલાય છે તેની તપાસ ડોસી ચંચળ મારફત કરતાં; ચંચળ છાશમાં પાણી ઉમેરતી."

સરસ્વતીચંદ્ર.

**છીંકતાં છીંડુ પડવું**, સહેજ સહેજ બાબતમાં વાંકું પડવું; ખોટું લગાડવું; કોઈ ખરા કારણ સિવાય માઠું લગાડવું; સહેજ વાતમાં ઓછે પાટલે જઈ બેસવું.

**છીંકો આવે એવી સ્વચ્છતા**, (સૂર્યના પ્રકાશથી માણસને છીંક આવે છે માટે સૂર્યના પ્રકાશ જેવી અત્યંત સ્વચ્છ જગો હોય તેને વિષે બોલતાં વપરાય છે. સ્વચ્છતાની પરિસીમા પ્રકાશ છે તે ઉપરથી)

**છીંડાં શોધવાં**, (છીંડાં=છિદ્ર; તે ઉપરથી) દોષ-બહાનાં શોધવાં.

"તેણે તેનાં છીંડાં તો ઘણાંએ શોધ્યાં પણ કાંઈ વળ્યું નહિ"

**છીણી મૂકવી**,—(માથે) જાણે છીણી મૂકી હોય એવી રીતે કાપી-ફાડી-ઉડાવી ખરાબ કરી નાખવું; નિરૂપયોગી થાય એમ કરવું; બગાડવું; રદ કરવું; નુકસાન કરવું; ખોઈ નાખવું.

ઘણા પૈસા નકામી બાબતમાં ઉડાવી દીધા હોય ત્યારે કહેશે કે તેણે તેના બા-

પની મિલકત ઉપર ( ને માથે ) છીણી મૂકી.'

**છુમંતર કરવું,** છુ છુ કરી કોઈ વસ્તુ ઉડાવી દેવી.

**છુંદીને ચટણી કરવી,** ચટણીની પેઠે છુંદી નાખવું, તે ઉપરથી ખાંડવું; રીબાવવું; સતાવવું.

**છૂટા છેડા કરવા,** ( વરકન્યા પરણતાં એક બીજાની છેડાગાંઠ પાડવામાં આવે છે અને તે ઉપરથી જે હક સ્થાપિત થાય છે તે તોડી નાખવો તે ઉપરથી ) પરણેલાં સ્ત્રી પુરુષે એક બીજાથી જૂદાં રહી પોતપોતાની મરજી મુજબ ચાલવા સારુ પોતાનું માંડેલું ઘર ભાગી નાખી એક બીજાથી જૂદું પડવું; તલાક આપવો; સ્ત્રી પુરુષનો સંબંધ તોડવો.

૨. કંટાળાના કામમાંથી હાથ કાઢી નાખવો; મુક્ત થઈ જવું.

**છૂટા છેડા થવા,** સ્ત્રીએ અથવા સ્ત્રી જાતે પોતાના ગર્ભના ભારથી છૂટાં થવું; સ્ત્રીએ પ્રસવથી મુક્ત થવું.

૨. અરસપરસ સ્ત્રી પુરુષનો લગ્નનો સંબંધ તૂટવો બહુવચનમાંજ વપરાય છે.

"પટરાણીને છૂટા છેડાના દિવસ પાસે આવ્યા એટલે કુવર શોધવાનું કામ એ વિશ્વાસુ ગૃહસ્થો ઉપર પડયું."

સરસ્વતીચંદ્ર.

છૂટકબારો થવો પણ અર્થ ૧ માં વપરાય છે.

**છૂટું મૂકવું,** ( મોઢું ) ચોકેચોક મકીને રડવું.

૨. ( જીભ ) ગમેતેમ બોલવું; જીભ નિરંકુશ રાખવી; જીભે લગામ ન રાખવી.

૩. ( હાથ. ) ઉદાર થવું.

૪. ( ઇંદ્રિ ) સ્વતંત્રતા આપવી; છૂટ આપવી; બહેકાવી દેવી.

**છૂટે દોપટ્ટે-છેડે,** સાથે કાંઈ બાર લીધા સિવાય; છૂટે હાથે.

૧. નિર્ભયપણે; ભયની સામે થવાની તૈયારી રાખ્યા સિવાય. 'કેડ બાંધ્યા સિવાય છૂટે દુપટ્ટે ચાલતા જણાને કોણ રોકે છે?'

"બાપુ કહે સતનામને ભજી લ્યો,
જેને છૂટે દુપટ્ટેથી ફરવું રે;
કાળાને કાંણું કહિયે તો લાગે કડવું."

કવિ બાપુ.

કોઈ નાચને જોતી નરખીરે,
કોઇ હૈયું હલાવે હરખીરે;
કોઈ છૂટે છેડે જુએ છેલરે;
ભાગે બળિયા તે દેવની બેલરે.

માંધાતાખ્યાન.

**છૂટે મોઢે,** મોઢું મૂકીને; અદબ-શરમ કે અંકુશ રાખ્યા સિવાય. 'છૂટે મોઢે રોયો;-બોલ્યો વગેરે.'

**છૂટો હાથ,** ઉદારતા; સખીભાવ; ખરચાળપણું.

"ગીગમ, કીનખાબ, મશરૂ, સાટીન, ગાજ, તારી વગેરેના તાકાની છૂટે હાથે ખરીદી થાય છે."

તારાબાઈ.

**છૂટી પડવું,** વ્યર્થ જવું; રદ થવું; નિરર્થક જવું; બરબાદ જવું.

"જે ધનને માટે કાળાં કર્મ કર્યાં તે ધન ખુંચવી લે તો બધી જન્મારાની મહેનત છૂટી પડે."

વનરાજ ચાવડો.

"વિલાયતી માલ તકલાદી છે, તે એક વાર વાપર્યો કે ધોયો એટલે પૈસા છૂટી પડે છે."

દે૦ કા૦ ઉ૪.

" જોર તો આટલુંજ છે કે ? હાયહાય છોકરાના હાથનો માર ખાધો! બરધાં છૂટી પડયાં!"

તપત્યાખ્યાન.

**છેટે બેસવું**, (ૠતુસ્રાવ વખતે સ્ત્રીઓને છેટે બેસવું પડે છે તે ઉપરથી) અટકાવ આવવો; ૠતુ આવવો; અળગું બેસવું; અભડાવું. (સ્ત્રીએ)

**છેડા છોડી નાખવા**, હિંમત હારી જવી; આશા મૂકવી; હારી થાકવું.

" છોકરી માંદી છે તે સંબંધમાં વૈદે તો તેના બાપના પહેલેથીજ છેડા છોડી નાખ્યા. એટલે તે બિચારો હવે શું કરે?"

૨. સંબંધ તોડી નાખવો; મુક્ત થઈ જવું.

**છેડે ગાંઠ વાળવી**, સ્મરણમાં રાખવું; નિશ્ચય કરવો; એક વખત કંઈ કામ કરવાથી પસ્તાવું પડે તો બીજી વખત એવું કામ ન થાય તેને માટે કાળજી રાખવી. " ખરૂં કહેવા જતાં તેને ખોટું લાગ્યું અને બે બોલ કહી સંભળાવ્યા તો હવે મેં મારે છેડે ગાંઠ વાળી કે કદી એને કહેવું જ નહિ."

**છેડે બાંધવું**, વહોરી લેવું; ભેગું કરવું; મેળવ્યું કરવું; સંચય કરવો; પોતાના કબજામાં રાખવું.

" છેડે બાંધ્યું છે તે પાપ છોડયું કેમ છૂટશે?"

દલપતરામ.

૨. (ઉચ્ચાર) બોલ પાછો ખેંચી લેવો.

" માનીશ મારૂં એવી નથી આશા,
તોય કરૂં વિચાર;
માનવું હોય તો માનજે તારે,
નીકર છેડે બાંધીશ ઉચાર.
બાર તારો બારેરે,
કહેવાય તે હું કા'વું;
માન મારૂં મનવારે.

ધીરો ભકત.

૩. (વ્યસન.) વળગવું; કોઈ ખરાબ બાબતની આદત પડવી.

**છેડો છુટકો કરવો**, તલાક આપવો.

" તેણીને તમારે પોતાની દાસી પ્રમાણે સમજવી નહિ તથા તેણીને વેચી નાખવી નહિ કિંવા છેડો છુટકો કરવો નહિ."

અરેબિયનનાઈટ્સ.

**છેડો છોડવો**, જુઓ છેડો છુટકો કરવો,

**છેડો છોડવવો**, પતાવીને દૂર કરવું; ફરીથી નામ ન લે તેમ કરવું.

૨. નિકાલ કરવો.

**છેડો ઝાલવો-પકડવો**, પછવાડે લાગવું; આગ્રહ કરી માગવું; જબરદસ્તીથી માગવું.

૨. આશ્રય લેવો-ધરવો.

**છેડો પાથરવો**, કાલાવાલા કરવા; આજીજી કરવી; કોઇ વાતને સારૂ છેક ગરીબાઇથી બોલવું.

ખોળો પાથરવો પણ વપરાયછે.

**છેડો ફાડવો-ફાડી આપવો**, સ્ત્રી પુરૂષે રાજી ખુશીથી લગ્નનો સંબંધ ટાળવાની ફારગતી આપવી; તલાક આપવો; લગ્ન સંબંધ તોડવો.

'સ્ત્રી વ્યભિચારી નીકળી તેથી પુરૂષે છેડો ફાડી આપ્યો તેમાં ન્યાતવાળાને વચમાં પડવાનું શું કારણ છે તે સમજાતું નથી.'

**છેડો વાળવો**, મોઢું ઢાંકી વિલાપ કરવો; છેડો વાળી રડવું. (સ્ત્રીએ કોઈ મરનારને નામે)

**છેડો સાધવો**, કોઇનો આશ્રય ધરવો.-લેવો.

**છેલ્લા દહાડા**, (ગર્ભિણીના) પ્રસવકાળને થોડી મુદત બાકી હોય તે.

'ફલાણીને છેલ્લા દહાડા જાયછે.'

**છેલ્લી ઘડી જવી**, મરવાની અણીપર આવવું.

**છેલ્લી લાંબી ઊંઘ**, મોત.

(મોત અને ઊંઘમાં માત્ર એટલોજ તફાવત છેકે ઊંઘમાંથી ઉઠી શકાય છે અને

મોતમાંથી ઉગી શકાતું નથી તે ઉપરથી લાંબી અને છેલ્લી વખતની )

**છેલ્લી સનદ**, આ માનવદેહએ છેલ્લી સનંદ (મુકત થવાનો પરો ) છે તે ઉપરથી છે હતો જન્મ; એ જન્મે જો ન તર્યા તો પછી જીવને ચોરાશી લક્ષ ફેરા ફરવા પડેછે.

"સાચાતણી પત રાખો શામળિયા, યાજે ખુડપક્ષના એહીરે, ભોજો ભગત કહે આવો અંતકાળે, હવે સનંદ છે છેહીરે."

ભોજો ભકત.

**છેલ્લી સલામ**, ફરીથી મળવાની આશા ન હોય ત્યારે છેલ્લે મળતી વખતે જે સલામ કરી લેવી તે. દુનિયાં તજી જવાને છેલ્લે પ્રસંગે–મરણ સમયે જે સલામ કરવામાં આવે તે. છેલ્લા **નમસ્કાર**, છેલ્લા **પ્રણામ** વગેરે કહેવાય છે.

"એવાં માબાપોને રે,
મેં ગ્ઝરતાં મેલિયાં રે,
અદષ્ટમાં મારે લખેલું આમ,
મારી વતી જઇને રે,
માછ મારા બાપને રે,
કહેજો મારા છેલ્લા પ્રણામ–કુંવરજી"

વેનચરિત્ર.

**છેલ્લું ઘર**, સ્મશાન.

**છેલ્લું પાણી જવું**, છેલ્લા દહાડા જવા; (ગર્ભિણી સ્ત્રીને )

કેમ વારુ ! હવે આ વખતમાં એની જોડે વહુને એકલી મોકલાય ! આપીનો ભામયો; કેમ છે કેમ નહિ, હવે તો છેલ્લું પાણી જાય છે."

વિદ્યાવિલાસ.

**છેલ્લે પગથીએ**, છેક નીચી પાયરીમાં

"હું જન્મ્યો ત્યારે જનમંડળમાં હું છેક છેલ્લે પગથીએ પડયો હતો. મારો જન્મ નીચ કુળમાં થયો હતો"

જાતમહેનત.

૨. અતે; છેવટે, પરિણામે.

**છેલ્લે પાટલે બેસવું**, જાત કે સ્વભાવપર જવું; હાડજવું.

"વપમ્યા, તું નવું જોઇ આવી અને તે અમે પૂછ્યું. તેમાં તે આટલી બધી છેલ્લે પાટલે જઈ શું બેસે છે. !"

સત્યભામાખ્યાન.

**છેલ્લે રવિવારે**, કદી નહિ (વાક્યમાં.)

**છેલ્લે સરવાળે**, છેક સૌની પછવાડેથી; છેવટ; છેલ્લી વારે; અંતે; આખરે; નિદાને; શેવટે; શેવટ સરવાળે; સઘળી ક્રિયા થઈ રહ્યા પછી.

'છેલ્લે સરવાળે તેણે મૈત્રીપર પાણી ફેરવ્યું'

"ઝવેરીઓએ પોતાના મનનો હેતુ પાર પાડવાને માટે એ વાત જાણી જોઈને કાઢી હતી. અને છેલ્લે સરવાળે તેવી રીતે તેમનો ઉદ્દેશ પાર પણ પડયા વિના રહ્યો નહિ.

અરેબિયનનાઈટ્સ. ૧ લો.

"છેલ્લે સરવાળે હું બગદાદ શહેરમાં સુખરૂપ જઈ પહોંચ્યો."

અ. ના. ભાગ ૧ લો.

**છેલ્લો અક્ષર** મો વાતની એકવાત; સારભૂત વચન.

૨. રામનામ.

"તેમાં શું તુ મોહી રહ્યો, છેલ્લો અક્ષર ભૂલી ગયો"

ભોજો ભકત.

**છેલ્લો પરોણો**, મરવાની તૈયારી પર આવી ગયેલા માણસને વિષે બોલતાં વપરાય છે.

**છેલ્લો શ્વાસ મૂકવો**, છેલ્લી વખતનો શ્વાસ મૂકી મરણ પામવુ

**છો' ફેરવવી—વાળવી (ઉપર)**, છો ફેરવી દાંકો દેવુ, બગાડી નાખવું; ધુળ મેળવવું; પાણી ફેરવવુ, વ્યર્થ કરવું; બરબાદ કરવું; નકામુ કરી મૂકવું.

"રે, દીવાળે તે દીકરો એ કહેવત ખોટી નથી. જેટલા આપેલી જીવિકા ઉપર જીવરો

તેમનાં સંતાન બાપદાદાઓનાં નામ ઉપર છો વાળે એવાંજ થશે."

પ્રતાપનાટક.

**છોડાં ઉખેડી નાખવાં**, પુષ્કળ માર મારવો કે સખત ઠોક દેવા.

છોડાં રંગી નાખવાં પણ બોલાયછે

**છોડાં પાડવાં**, સખત ઠોક દઈ બેઆબરૂ કરવું-હલકું કરવું; માનભંગ કરવું; ધમકીના શબ્દોથી હલકું પાડવું; ધમકાવી બેઆબરૂ કરવી.

છોડાં ઉતારવાં પણ બોલાયછે.

**છોપલો કુવો**, ( છોપલા કુવામાં બધું સાફ હોય-ધૂળ, ઈંટ કંઈ મળે નહિ તે ઉપરથી) એક લાભ-ફાયદો કંઈ ન મળે એવું જે કંઈ તે; જેમાં કંઈ આડું અવળું મળતર ન હોય તે.

---

# જ

**જખ મારવી**, ભૂલ કીધી-ખોટું તો કીધું ખરું, હવે પસ્તાઉં છું એવો અર્થ રાખે છે.

"જખ મારવા ખાધું ત્યારે!"

૨. ન છૂટકે મોટો ગુન્હો કીધો-ભૂલ કીધી એવી હાલતમાં આવવું. 'જખ મારીને ખાધું' એમ કહેવાય છે.

"ધર્મે એમ કહ્યું ત્યારે તું બોલ્યો જોડી પાણ રે, કે ઝખમારી હું હાર્યો સ્વામી, દીન વધો તું વાણુરે, ચેત."

દયારામ.

"જે સુખને પક્ષા તરગેછે તે તું સહેજે પામો, જખ મારે છે જગત માણુ તું દાસ દયાના સ્વામી. સખી" આ જોને.

દયારામ.

**ખાઈને જખમારી** એમ ખાધા પછી ઓડકાર કાઢવાને માટે કંટાળામાં બોલાયછે

**જગતપાણી**, રંગપાણી; ગાંજો.

**જગતની ગાળ**, બટો; કલંક; કહેવત; માથે ટપલો રહી ગયો હોય તે; કહેણી બદનામ.

"સત્નારીનો તિરસ્કાર કરનાર મહાપાપી છે. તે દુનિયામાં ખાસડાં ખાયછે; જગતની ગાળ તેને માથે છે; વહુ તો પ્રાણ સમાન છે—અર્ધાંગ છે."

વનરાજ ચાવડો.

**જગતનો વા વાવો**, સુખ દુઃખનો અનુભવ થવો; વ્યવહારિક બાબતના ભોમિયા થવું; સુખ દુઃખ વેઠી પાકા થવું; ચડતી પડતી વીતવી; આ જગતમાં સુખ દુઃખ, ચડતી પડતી, તડકો છાંયડો, એવું કાંઈક ક્રમણુ વારા ફરતી આવ્યાં કરે છે તેના સપાટામાં આવી સંસારમાં અનુભવી બનવું.

"જાણે હજુ દાંત પણ આવ્યા ન હોય તેમ જ્યાં જાય ત્યાં મુગે મોઢે સમની પેઠે બેસી રહે; તે કંઈ ભણ્યો એ નહિ અને તેને જગતનો "વા પણ ન વાયો."

બે બેહેનો.

**જગતી રતન**, જગતમાં રત્ન રૂપ પણ વાંકામાં વિશેષ વપરાય છે.

"દાહા જગતી રતન, મારણુ કીધાં મન, ઉદરને કારણે એ, નરકને ભારણે એ,

પ્રેમ વિજય.

**જગન ભડાકો કરવો**, પાપથકી છુટવાને, ઈશ્વરનો કોપ સમાવવાને, અને તેની કૃપા પ્રસાદી મેળવવાને અગ્નિમાં હોમ કરવા જેવું મોટું પરાક્રમ કરવું; યજ્ઞ કરી નામના મેળવવી; મોટું યશસ્વી કામ કરવું.

**જગન્નાથ રાયજી**, (વિષ્ણુના દશ અવતારમાંનો નવમો જગન્નાથને સ્વરૂપે બુદ્ધાવતાર. એ અવતાર કોઇ લીલા કરવાને નથી પણ જગતની લીલા જોયાં કરવા ને છે. એ ઉ-

પરથી,) કોઇને બોલતાં જોયાં કે સાંભળ્યાં કરે તે પુરૂષ.

"હમે તે શું જગન્નાથરાયજી હોઈ શું કે ?" એટલે તારાહાથ ચાલશે ત્યારે અમારા નહિ ચાલે કે, ?

**જગન્નાથજીનો પ્રસાદ**, જગન્નાથ—બુદ્ધાવતાર રૂપે વિષ્ણુ–એમનું મોટું ધામ જગન્નાથપુરી જે ઓરીસામાં છે ત્યાં છે. જગન્નાથપુરી એ ચાર મોટાં યાત્રાનાં ધામોમાંનું એક છે ત્યાં અઢારે વર્ણ જાતિ ભેદનો વિવેક મૂકી જગન્નાથનો પ્રસાદ જમેછે તે ઉપરથી) જે પ્રમાદ ઘણા લોક વર્ણાશ્રમનો ભેદ મૂકી દઈ ખાતા હોય તેને વિષે બોલતાં વપરાય છે. એમાં અમુક માણસ વટલાયો એમ કહેવાય નહિ.

**જગન્નાથજીનો રથ**, જગન્નાથજીના રથ નીચે છુંદાઈ મરવાની એક ધર્મઘેલાઈ હતી તે ઉપરથી છુંદાઈ જવાય, અતિશય નુકસાન થાય એવું જોખમ ભરેલું કામ–આફતને વિષે બોલતાં વપરાય છે.

**જંગલ જવું**, ઝાડે ફરવા જવું.

**જંગલમાંનું રોઝ**, ( રોઝ મૂગે તો અક્કલ હીન અને તે પાછું જંગલનું.) કંઈ ન સમજે તે; બુદ્ધિ ને વિવેક વિનાનું.

"ક્યાંથી જંગલમાંનું રોઝ આ પકડી આણ્યું છે?"

**જડ કાઢવી**, જડમૂળથી નાશ કરવો; નિકંદન કરવું; મૂળમાંથી ઉખેડી નાખવું; પાયમાલ કરવું.

"નવા રાજાએ ઓચિંતા બનાવથી ડખળી ગયેલી રૈયતને જૂલમની જડ કાઢી નાખીને શાંત કરી.",

રા. જૂની વાર્તા.

**જડ બાઝવી**, પડતી દશામાં ન આવી જવાય એવો. પુષ્કળ પૈસો એકઠો થવો. 'તેની પાસે પુષ્કળ જડ બાઝી છે.' ( ઝાડનાં મૂળની જડ બાઝી હોય તો જેમ ઝાડ ટટાર ઊભું રહે છે અને પડવાનો ભય લાગતો નથી, તેમ જેની પાસે પુષ્કળ પૈસા હોય છે તેને પડતીમાં આવવાનો ભય રહેતો નથી, તે ઉપરથી. )

**જડબું વધવું**, વગર વિચાર્યું જેમ આવે તેમ બોલ્યાં કરે એવા માણસને વિષે બોલતાં વપરાય છે. જીભ વધવી; હદ ઉપરાંત બોલવાની છુટ થવી.

"તારૂં જડબું બહુ વધ્યું દેખાયછે હમણાં."

**જડબેસુલાખ**, મક્કમ બંધ બેસતું, સજ્જડ. ( બેસુલાખ-છિદ્રરહિત–છિદ્ર ન દેખાય એવી રીતે જડેલું તે ઉપરથી )

૨. એકદમ; વિલંબ કર્યા સિવાય.

**જડભરત જેવો**, ( રૂષભદેવનો પુત્ર ભરત; તેની સ્થિતિ એવી હતી કે કોઈ ખવાડે તો ખાય ને કોઇ મારે તો પણ બોલે નહિ એ ઉપરથી તેને સૌ જડભરત કહેતા; માયાનો પાસ ન લાગે માટે તેણે જડવૃત્તિ રાખી હતી તે ઉપરથી ) એકને એક ઠેકાણે જડવૃત્તિ રાખી બેસી રહેનારો; મંદ; ઝાઝું બોલે ચાલે નહિ–બેઠોતે બેઠોજ એવો જડને થોડી બુદ્ધિનો જે પુરૂષ તે

**જડામૂળ જવું**, સમૂળો નાશ થવો.

૨ ઉખડી જવું અર્થ ૨ જુઓ. જડ ઉખડવી પણ બોલાય છે.

"કોઈક ક્રોધીને આવું કહેતાં, જડામૂળતો જશે."

માંધાતાખ્યાન.

"જુલમો રાજાની જડ ઉખડી નાખિ સરખા પામ્યા નાશ."

દલપતરામ.

જડમૂળથી જવું, પણ વપરાય છે.

"કુડા લેખ ન દોથી લખાય; જડમૂળથી લખનારો જાય."

માંધા તાપમન.

ડી બુટ્ટી સુંઘાડવી, અજબ જેવો ગુણ દેખાડી—આડું અવળું સમજાવી ભમાવવું; પોતાના મતનું કરવું; આડા અવળા પાટા દેવા.

"એક જડી બુટ્ટી સુંઘાડું નળને, તતક્ષણ્ પારો પેસે; આફણીએ આવીને રહેશે, સે' સો સર્વથી પે'સે."

નળાખ્યાન–પ્રેમાનંદ.

૨. ચમત્કારિક રીતે પ્રભાવથી જ્ઞાન આપી દેવું.

"જડીબુટ્ટી સુંઘાડી દો ગુંજને, જેથી શંકા રહે નહિ કાંઇ,
નિર્મળ મનડું થઈ જાય મારૂં, એવું સમજાવી દો કાંઈ સાંઇ, ધીરા દૃઢ કરવોરે, કાઢે જ્ઞાનમાર્ગ હડી–સાંઈ."

ધીરા ભક્ત.

જતન કરજો, છુટા પડતી વખતે એમ બોલાય છે. ( કોઈ બાળકના સંરક્ષણના ભાવમાં–ઇતર કે પાટણ શીક્ષા તરફ. )

જતરડામાં ઘાલવું, ( જતરડામાં સોના રૂપાના તાર ઘાલી ખેંચી લાંબા કરવામાં આવે છે તે ઉપરથી ) ફસાવવું; ઘણીજ સાંકડમાં આણી મૂકવું; રેવડીના પેચમાં લેવું; ઘણીજ મુસ્કેલીમાં આણવું.

"આડું અવળું સમજાવીને તે બિચારાને આખરે તેણે જતરડામાં ઘાલ્યો."

૨. બચરડી જવાય કે ઘણીજ નુકસાનીમાં આવી પડાય એવી આફતમાં આણી મૂકવું; બંધનમાં લેવું; આમ તેમ ચસકાય નહિ એવો સખત અટકાવ–પ્રતિબંધ કરવો.

જત લે, 'તને જત લે' એમ ધમકી આપતાં કાઠિયાવાડ તરફ બોલે છે. (જત લોકોનો ત્યાં ભય બહુ હતો તે ઉપરથી)

જતું આવતું થવું, ઓળખાણ–સંબંધ થવો.

જતું કરવું, માફ કરવું; જાય તેમ કરવું; દીસતું રહે તેમ કરવું.

જનસ પડી, વેપારીઓમાં ઓગણીશની સંખ્યાનો સંકેત; ૧૯.

જનોઇ પહેરવાં, શ્રાવણ બાદરવામાં બ્રાહ્મણો એ જનોઈ બદલી નવાં ઘાલવાં.

જબરૂં લાકડું, ( મોટા ભારે લાકડાની સાથે ઢોર અથવા એવુંજ કોઈ પ્રાણી બાંધ્યું હોય તો ગમે તેટલું તોફાન કરવા છતાં પણ છુટે–વીખું પડે નહિ તે ઉપરથી. )
મોટી પક્ષ; જબરો આધાર; સબળ આશ્રય; કારણ કે પુષ્ટિ રૂપ સહાયતા; ટેકો.

"તારે સરસુબાનું જબરૂં લાકડું છે તે જેમની લાતો નાખે છે તેમ નખાય છે."

જંબે જંબે કરવું, જોસમાં આવી કુદવું.

( જે અંબે જે અંબે કરી સની સ્ત્રીઓ જોસમાં આવી ધણીની પાછળ ચીતામાં પોતાનો દેહ ઝંપલાવે છે તે ઉપરથી )

૨. ઉડાઉપણું રાખવું ( ખર્ચ કરવામાં ) હાથ છુટો રાખવો.

જમનો દૂત, જમના દૂત જેવો નિર્દય અને કઠોર માણસ.

"તે કઠણ હૃદયના જમના દૂત મોઢેથી ગમે તેમ કઠોર ભાષા ઉચારે છે કે સાંખી પણ ન શકાય એવી ગાળો દેછે."

દે૦ કા૦ ઉ.

જમણો હાથ, ( જે તે કામ જમણે હાથે કરવું વધારે ફાવે છે તે ઉપરથી. ) મુખ્ય મદદગાર માણસ; સહાયક; જેના વિના બરોબર કામ કરવું ફાવે નહિ તેવો પુરૂષ; ખરો મદદનીશ–માનીતો માણસ.

"ભણી અને ભણેલી બાયડી બીજાં સાધારણ મનુષ્યો કરતાં એક વિદ્વાન લખનારને તેનો જમણો હાથ થઈ પડે છે,"

બુદ્ધિપ્રકાશ.

"આ એજંટ ઘણાં વરસ થયાં કંપનીનો જમણો હાથ થયો છે."

**જમણો હાથ ઝાલવો**, મદદ-સહાય આપવી
"રવિ મુની મોટા મારે માથ, કોઈએ ઝાલ્યો ન જમણો હાથ"

આખ્યાતાખ્યાન

**જમીન આસ્માન એક થવુ**, પ્રલય થવો, ગજબ થઈજવો, મોટો અનર્થ થવો, મોટો જૂલમ થવો
"જમીન આસ્માન એક થાય તોય શું, હવે તે એકનો બે થવાનો છે ?".
૨ મોટી આફત આવી પડવી, અતિ દુખકારક પ્રસગ આવી પડવો
"આ કામ કરતા તો જમીન આસ્માન એક થશે"

**જમીન આસ્માનનો તફાવત**, ઘણોજ મોટો તફાવત (જમીન અને આસ્માનને છે તે ટલો )
"જમીન આસ્માનનો તફાવત એમના બો લવામા, ચાલવામા, રીતભાતમાં થઈ ગયો છે"

ભામિનીભૂષણ

'જમીન આસ્માનનુ છેટુ'

**જમીન આસ્માન એક હોવુ**, મગરૂર માણુસને વિષે બોલતા એમ વપરાય છે કે 'તેને તો જમીન આસ્માન એક છે'
૨ જમીન અને આકાશ એકાકાર જણાય એટલો અતિશય વરસાદ વરસવો (આ અર્થમા આ પ્રયોગ બહુ વાપરમાં આવતો નથી તો પણ બોલાય છે )

**જમીન કરવી**, મિલકતમાં જમીન રાખવી,
૨ પાપ દેવડાવવી
૩. લાબી મુદતથી દરિયાઈ મુસાફરી કરી જમીનપર આવવુ (વહાણે ઉ તારૂઓએ)

**જમીન માપવી**, જમીનપર ઠોકર ખાઇને પડવુ

**જમીનપર પગ મૂકતો નથી**, એમ ગર્વિષ્ટ માણુસ વિષે બોલતાં વપરાય છે

૨ ઘણીજ ત્વરાથી ચાલનાર માણુસને વિષે બોલતા પણ કેટલીક વખતે એ વપરાય છે

**જવાબ દેવો**, અડી આપવીએ, ભીડ, સકટને સમયે ખપમા આવવુ "દુ ખમાં કોઈ વખતે કામ પડે તો જવાબ દે એવો આ હાર તમને આપુ છુ"
૨ સામે ટક્કર ઝીલવી, સામે ઉત્તર દેવો, સામે થવુ
"તેનુ શરીર જોયુ હોય તો જમને પણ જવાબ દે એવુ હતુ"

ગુ જૂની વાર્તા

"માગરો જમરાજા જવાબ,
અગ્નિમા ઊભાડશે"

ઑજોભક્ત

૩. સાક્ષી આપવી-પૂરવી
'કોઈ કાઈ ઘરમાં એક અથવા વધારે બાયડીઓ બેસીને કોઈ ઘરમાના લાબી મુદત ઉપર મુએના માણુસને વાસ્તે જાણી જોઇને રડતી હતી અથવા અમથો ઢાગડો કરતી હતી કેમકે તેઓની આખ તેઓના મોને જવાબ દેતી હતી'

કરણઘેલો

જવાબ આપના જવુ (ઈશ્વરને ત્યા) એટલે મરી જવુ

**જશના થવા**, ફતેહ થવી
"ઘડમાંથીજ સારા શુકન થતા આવ્યા છે તો ખાત્રી રાખજો કે જશનાજ થશે."

ગુ જૂની વાર્તા

**જહાંગીરી ચલાવવી**, અવળા-ખરો ખોટો જેમ આવ્યો તેમ સોટો બજાવવો, નિરકુશપણે સત્તા ચલાવવી, મગેલી સત્તાથી હુકમનો અમલ કરવામાં જૂલમ ગુજારવો.
(જહાંગીર મોગલ બાદશાહ ઘણોજ જૂલમી હતો અને હુકમ તત્કાળ ન માનનારાઓને ઘાતકી સજા કરતો હતો તે ઉપરથી લાક્ષણિક અર્થ )

**જહાંનમમાં જા**, ( જહાનમ=નરકકુંડ ) મ તલબ કે મરી જા, દીસ્તો રહે, તારૂં ગમે તે થાય તેની દરકાર નથી.

"જેમ જેમ તેઓ ચડતા ગયા તેમ તેમ પર્વત તો તેમને પરાંજ ઉંચો અને સીધા દોઢાવરણો લાગ્યો અને તેથીજ તેઓને ઘણીવાર મનમાં એમ આવ્યું કે જહાનમમાં ગયું ચડવાનું કદાચ ચડવા ને પડી ગયા તો શરીરની એક પણ કરચ હાથે આવવાની નથી ".

એરેબિયનનાઈટ્સ

**જળ જંપ્યું**, (રાત્રોને સમયે નદી, તળાવ, કુવાનાં પાણી સ્થિર થાય છે તે ઉપરથી) રાત્રે કોઈ જાગતુ ન હોય અને સઘળે શાંતિનું સામ્રાજ્ય હોય એવો સમય થયો

"જ્યારે મોં જળ જંપ્યુ ત્યારે તેઓ આરપારના ઓરડામા ગયા અને જે કટાર તેણે તેઓને મકવાની આપી હતી તે તેના કાળજામા ઘોકી."

રો કયામમાજ

**જળપોતીઆં કરવાં**, પોતીકું માથે બાધી નાહી લેવુ

**જળ મુક્યું**, (હિંદુશાસ્ત્રમા કોઈ પણ જાતનો સકલ્પ કરતા જળ મુકવાનું ફરમાન છે તે ઉપરથી )

કામ ને કરવાની અથવા ન બોલવાની પ્રતિજ્ઞા લેવી, નીમ લેવો, અમુક કામ કરવાનું મે આજથી જળ મુક્યુ જળ લીધુ પણ કહેવાય છે

**જાગતો દહાડો**, ભાગ્યોદય, આબાદીનો દીવસ

**જાગતાં સૂતાં-પીઢણાં**, પાટણવાડામાં કોઈને ઘેર રાતની વખતે મળવા ગયા હોઈએ અને હુડવાની રજા માગીએ ત્યારે ઘરધણી એમ કહેશે કે જાગતા સૂજો એ ઉપરથી જ જણાય છે કે ત્યાં ચોરની અને બારવટીઓની બીક ઘણી હતી તેથી એમ કહેવાનો ચાલ પડયો હશે

**જાગતુ જોધ**, તરત પારખુ બતાવે તેનુ (દેવ કે દેવી)

૨ તરત ફળ-ગુણ આપે તેનુ ( કામ મંત્ર-ઓસડ)

૩ ઉંઘતું ન હોય તેનુ, સાવધ

**જાગ ઉઘાડવી**, ગુપ્ત કલક બહાર પાડવુ, છાનું જાહેર કરવુ, એવુ કોઈ ગુપ્ત ઉઘાડુ કરવુ કે જેથી અપકીર્તિ થાય

**જા જા**, ખાંડ ખા, એટલે તુ કહે છે તેમ નથી 'ખાંડ ખાય છે' સઘળા એટલે ઝખ મારે છે બધા, એમની કોણ દરકાર રાખે છે?

**જાડો પાતળો રોટલો**, (જાર બાજરીનો અથવા મઠી બાવટાનો ) ગરીબાઇમા મ ળતા સારા માઠા ખોરાકના સબધમા મા ધારણ રીતે વપરાય છે

"ભગવાન જો જારબાજરીનો જાડો પાતળો રોટલો આપે તો હળીમળીને હોંમથી ખા ને સતોષ પામી ભગવાનનું ભજન કર '

કુવારી કન્યા

'પાપી પેટ ભરવાને જાડો પાતળો પણ રોટલો ન મળે તેવા દુખથી પડી ભાગે શું ગયું?'

**જાત ચોરવી**, જોર ન વાપરવુ કામ કરવામા આળસ રાખવુ, ખરા અત કરણથી મહેનત ન લેવી

**જાત તોડવી**, એટલે છાતીતોડ મહેનત કરવી

**જાત ખોળવી**, ( ધર્મભ્રષ્ટ થઈ જાત વણસાડવી ) નામ ગુમાવવુ ધર્મભ્રષ્ટ થવુ

૨ જૂદી જાતની સ્ત્રીએ જૂદી જાતના પુરૂષ સાથે કે પુરૂષે સ્ત્રી સાથે વ્યાભિચાર કરી એક ભવના બે ભવ કરવા જાતને કલક લગાડવુ

**જાતનું અડધું,** કમતાકાદવાળું; શરીરને અસર તરત થાય એવું; તકલાદી શરીર વાળું; સુકાઈ ગયેલા શરીરનું, નબળા બાધાનું; સુક્લકડી શરીરવાળું. (અડધું સુકાયલું હોય તેવું)

**જાતમાં લેવાવું,** હુકમ–કુળની રૂઇએ ખસિયાણા પડવું; જાત–પ્રતિષ્ઠાને હાની ન પહોચે એટલા ખાતર નુકસાન વેઠી લેવું.

'જાતમા લેવાય કે બાતમાં લેવાય' એ કહેવત છે.

**જાતે ને જીવે,** એકલુ, એક પોતેજ

**જાદરનુ કાપડું,** કુંવારી કન્યાને પરણાવતાં જે ધોળું રેશમી કાપડુ પહેરાવે છે, તે

**જાદવાસ્થળી થવી,** (જાદવ લોકો પવિત્ર સ્થાન પ્રભાસમા જાત્રા કરવા ગયા હતા ત્યા તેમણે કેફ કરી પરસ્પર નાશ કર્યો હતો તે ઉપરથી.) ભારે તોફાન થવું (સ્નેહી મંડળમાં) માંહોમાહે લડાઈ થવી.

"મેનાકના મહેલ આગળ જાદવાસ્થળી થઈ અને શાંતિના રણતૂર વાગતાજ રજપૂતોએ ઊંચું જોયુ."

સુ જૂની વાર્તા

**જાન આપવો,** (કોઇને માટે કોઇએ પોતાનો જીવ આપવો તે ઉપરથી) કુરબાન થવુ; ફિદા ફિદા થઈ જવું; ઘણુંજ મહેરબાન થવું.

**જાનીવાસો કાણો થવો,** ઘરનાજ માણસે ગુહ્ય વાત–કલંક બહાર પાડવુ; પોતાના મળતીઆઓમાંજ કુસંપ–ફાટફુટ થવી.

**જાપતો રાખજો,** ઈડર જીલ્લામા રાતની વખતે કોઇને ઘેર મળવા ગયા હોઇયે અને ઉઠવાની રજા માગીએ ત્યારે ઘરધણી કહેશે કે 'જાપતો રાખજો'. અસલ એ તરફ ચોરનો ભય બહુ હતો તેથી એવું કહેવાનો ચાલ પડયો હશે.

**જામી ગઈ,** (ઠેરી ગઈ, બની ગઈ વગેરે.) લડવાડ થઈ–ફેલાઈ.

"સાથે કામ કરતાં કરતાં તે બંનેમાં જો જોતામા જામી ગઈ."

**જારબાજરી થવી,** જાર બાજરી જેમ ખોરાકમા સાધારણ ગણાય છે તેમ કોઈ માણસની સાધારણ પંક્તિમાં ગણના થઈ જવી. જે માણસ પ્રથમ માનની દ્રષ્ટિએ જોવાતો હોય તેનો વધારે પરિચય થતાં દિવસે દિવસે તે કેવળ સાધારણ થઈ જાય છે અને તેવી વખતે આ પ્રયોગ વપરાય છે.

**જાવડ ભાવડ,** ભાવડ નામના શ્રાવકનો પુત્ર જે જાવડ તેના નિરંતર પ્રયત્ન અફળ ગયા તે ઉપરથી–

'જાવડ ભાવડ કામ છે'–એમ કહેવામા આવે છે.

આ જાવડ વિક્રમ સંવત્ ૧૮૦માં મરણ પામ્યો. (રાસમાળા)

જેવું તેવુ; થોડુ થોડુ; 'ઓણ તો વરસાદ જાવડ ભાવડ થયો છે'

**જીંદગીમાંથી નીકળી જવુ,** ખરાબખસ્ત થઈ જવું,–માણસપણું ન ભોગવાય એવી સ્થિતિમા આવી પડવુ, જીવતા મુઆ જેવી દશાને પ્રાપ્ત થવુ.

"મારૂ સત્યાનાશ વળી ગયું! બાદશાહ મારી બૂમ સાંભળે તો બહુ સારૂ; જીંદગીમાથી નીકળી ગયો! અરે પરમેશ્વર તેં ધાર્યું હશે તે થશે"

પ્રતાપનાટક.

**જીભ આડી વાળવી,** ટેકો આપવાને બદલે વચ્ચે અડચણ આવી પડે એવું વાંકું બોલવુ; અજુગતું બોલવું; વિરૂદ્ધ બોલવું.

"પરોણા ભલું થતું હોય કોઈનું,
તેમાં તમે આડી વાળો જીભ રે, પાં॰
કવિ બાપુ.

**જીભ કડવી છે,** કડવા બોલ બોલનારી છે.

" કડવી જીભે હોય,
પાય વળી પાણી નહીં;
હરેક મ્હોટાઈ હોય,
વનો વેરીને વશ કરે.

કાવ્યકૌસ્તુભ.

**જીભ કઢાવવી,** થકવવું; હરાવવું.
૨. અચંબો ઉપજાવવો.

**જીભ કાપવાના સમાચાર,** ઘણાજ માઠા-કહેતાં જીભ ઉપડે નહિ એવા સમાચાર.

"મહારાજ, મુખ બતાવવાનો હી દીના-નાથે ન આપ્યો હોત તો ભલું થાત."
મોત મને દેખી વેગળું વહ્યું, જેથી આ ખોળીઉં રહ્યું; તે માત્ર આ જીભ કાપવા જેવી ખબર આપવાને."

પ્રતાપનાટક.

**જીભ ઘાસી જવી,** ( એકની એક વાત વારંવાર કહ્યાં કરવાથી )
"હાંરે ક્ષમા રાણી મંદોદરી છે ખાસી.
શીખ દીધામાં ગઈ જીભ ઘાસી;
દિલમાં દેખી લો રે દેખી લો રે '

રણપિંગળ.

**જીભ ઘાલવી–ટુંકી કરવી,** બોલતાં બંધ પડવું; મગ ખાઈ જવી; મર્યાદસર બોલવું.
" હું મારી જીભ હવે ટુંકી કરીશ, અને તમે ના પાડશો તો કશું બોલીશ જ નહિ જાઓ હવે હું મુંગો થઈ રહું છું."

અરેબિયનનાઈટસ

**જીભ ટુંકી થવી,** બોલતાં અચકાવું; બોલી ન શકાય તેવું થવું. (મરતાં મરતાં)

**જીભ ચામડાની છે,** મતલબ કે ચામડાની પેઠે, જેમ વાળીએ તેમ વળે એવી છે.-સારૂં પણ બોલાય તેમ નરસું પણ બોલાય–જેમ આવ્યું એમ લવી જવાય એવી છે.

**જીભ તો વાઢયા જેવી દેખાય છે,** એમ ભૂંડું બોલનારને માટે બોલાય છે
"અરરર, જીભ તો વાઢયા જેવી દેખાય-છે; દિકરા જેવી દેહને એવી ગાળ શું કરવા દેતાં હશો. ! "

સ્ત્રી સંભાષણ.

**જીભ દોડવી,** અમર્યાદપણે બહુ બોલવું.
" એક છોકરે તેની માને કહ્યું કે મા, મારા બાપ આજે મને કહેતા હતા કે તારી માની જીભ સવારથી તે સાંજ સુધી દોડ્યા કરે છે. ત્યારે શું મા તારી જીભને પગ હશે. ?

માસિક સારસંગ્રહ.

**જીભ બંધકરવી,** બોલતાં અટકાવવું.(સત્તાથી)
૨. ચૂપ રહેવું.

**જીભ લગામમાં રાખવી,** મર્યાદામાં બોલવું; જીભ વશ રાખવી–અંકુશમાં રાખવી.
" જીવવું મરવું જીભ ઉપર છે; લગામ વગરની જીભનું પરિણામ કમનશીબ થાય છે ! "

માસિક સારસંગ્રહ.

**જીભ લાંબી હોવી,** મર્યાદા મૂકીને અતિ બોલ્યાં કરનાર માણસને વિષે બોલતાં વપરાય છે.
" ગધેડા દેશમાં હબ્સીની જાતની જીભ ઘણી લાંબી તથા પેટ ઘણું નાનું હોય છે. "

કરણઘેલો.

**જીભે કાંટા પડવા,** ગરમીના કારણથી અથવા તરસને લીધે જીભ સુકી પડવી.
"રસ્તામાંથીજ જીભે કાંટા પડેલા પણ પીવાને ચાંગુ પાણીએ ન મળે."

ગંધર્વસેન.

૨. તારી જીભે કાંટા કાં ન પડયા એમ અમર્યાદ ભાષણ કરનારને વિષે બોલતાં વપરાય છે.

**જીભે લોચા વાળવા,** સમજી શકાય એવા સ્પષ્ટ ઉચ્ચાર ન કરવા; બોલવામાં લોચા ખાવા; અસ્પષ્ટ બોલવું.

**જીભ વધવી,** વગર અર્થનું– મતલબનું વારે

૨. મહેનત વગેરેમાં પોતાનું સઘળું જોર વાપરવું.

૩. કાયર કરવું.

**જીવ અદ્ધો થવો,** ઘણી સખત મહેનત કરવાથી અથવા થાકી જવાથી કે ભય પામવાથી અધમુઆ સરખું થઈ જવું.

**જીવ અદ્ધો થઇ જવો,** જીવ બ્હાવરો થવો (ઘણી ખુશીથી કે ઘણી દિલગીરીથી,) બ્હેબાકળા થવું; કંઈ સુઝ ન પડે તેવી સ્થિતિમાં આવી પડવુ; ઉશ્કેરાયલી કે ગભરાયલી હાલતમાં આવી પડવુ.

ગાભરૂં બનવું; ચિત્ત સ્વસ્થ ન રહેવુ.

૨. કુરબાન થવુ; વહાલાંને માટે ખુશ ખુશ થઈ જવુ.

**જીવ અધ્ધર રહેવો,** જીવ ઊંચો રહેવો; નિવૃત્તિ ન હોવી; આતુર હોવું, અધીરાં બનવું; દિલ ન લાગવુ, ધ્યાન જવું રહેવું; મન ન ચોટવું. (ગભરાટને લીધે)

**જીવ અધ્ધર ફરવો,** ધ્યાન ન ચોટવું; મન ભટકવું; જીવને નિરાંત ન હોવી. (ઉચ્ચાટ વાળી સ્થિતિમાં)

**જીવ અધ્ધર લટકી રહેવો,** (મતલબ એવી છે કે ઘણુંજ આતુર રહેવુ) કોઈ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે અધીરાં થવુ.

**જીવ આપવો,**—કાઢવો, સારી પેઠે કામ બજાવવું; અંગ તોડીને કામ કરવુ.

૨. દુઃખ—જુલમથી આપઘાત કરવા તૈયાર થવુ.

૩. કુરબાન થવું—વ્હાલાંને માટે ભોગ આપવો; ઘણું ચહાવુ; આતુર રહેવું.

**જીવ ઉડી જવો,** (ખોળિયામાં), મરી જવું.

૨. એકાએક બ્હાવરા થવું; ફાળ પડવી; ધ્રાસકો પડવો; ચિત્ત સ્વસ્થ ન રહેવું; કંઈ સુઝ ન પડે તેવી અકળામણમાં ચહેરો ફરી જવો; ગભરાઈ જવુ; ધાસ્તીથી એકાએક ગભરામણ થઈ આવવી (માઠી ખબર સાંભળવાથી.) તેથી ઉલટું જીવમાં જીવ આવવો.

"રૂપસુંદરીનો જીવ ઉડી ગયો હતો તે પુત્રના મેળાપથી હવે ઠેકાણે બેઠો."

વનરાજચાવડો.

"આસપાસની જગો લોહીલુહાણ થઈ ગઈ એ જોઈ નોકર ચાકરોનો જીવ ખોળીઆમાંથી ઉડી ગયો."

કુંવારીકન્યા.

**જીવ ઊંચો થવો,** ધ્યાન જવું રહેવું; દિલ ન લાગવું; ઉચાટ થવો; નિરાંત ન હોવી.

'એટલું બધું કરવાનું કારણ આ કે જીવ ઊંચો છે તે હેઠો બેસે"

દ્રૌપદીદર્શન.

**જીવ એક છે,** ઐક્ય છે; મારો ને તેનો જીવ એક છે (માત્ર દેહ જુદા છે.)

**જીવ કઈ પાંખડીએ ગયો છે?** મિજાજ કેવો છે? શુ થયું છે? ચિત્ત ક્યાં ભમે છે-કયે ગ્યળે ગયું છે? (જીવને ભમરનું રૂપ આપ્યું છે)

'આજ જીવ કઈ પાંખડીએ ગયો છે?"

**જીવ કપાઈ જવો,** જીવ જવા જેવી અત્યંત દિલગીરી થવી; હૃદય વિંધાઈ જવું.

"આર્ય પુત્ર, એને ગડાવીને યોગિણી લેઈ ગયાં તેથી મારો જીવ તો કપાઈ જાય છે; આપનાથી કેમ કંઇએ ન કહેવાયું?"

તપત્યાખ્યાન.

**જીવ કાઢવો,** જુઓ જીવ આપવો.

૨. અતિશય આગ્રહ કરી થકવવું; કાયર કરવુ; પાછળ લાગવું; સંતાપવુ; કંટાળો આપવો.

**જીવ ખારો થવો,** દિલગીર થવુ; નારાજ થવું, નાઉમેદ થઈ જવુ; નિરાશ થવું; આશાભંગ થવું; નાખુશ થઈ જવું; મન ભાગી જવુ, ઉત્સાહ મંદ પડી જવો.

**જીવ ખાવો,** સીદવ્યા કરવુ; કંટાળો આપવો; થકવવું; મહેનત આપવી. તપાવવુ;

વારે બોલવું 'હમણાં તારી જીભ બહુ વધી દેખાય છે? બે આંગળ ભરીને કાપી નાખવી પડશે?' (સામાન્ય રીતે થોડું બોલનાર માણસ વધારે બોલે ત્યારે કહેવાય છે.)

**જીભ વળવી,** શુદ્ધોચ્ચાર થવો; જીભે સ્પષ્ટતા પકડવી.

**જીભ વાળવી,** શુદ્ધોચ્ચાર કરવાનો મહાવરો પાડવો; જીભ અટકતી હોય તે સુધારવી, જીભને ટેવવી (વારંવાર બોલી બોલીને)

૨. બોલવું બંધ કરવું અથવા થવું.

**જીભ સલખની ન રહેવી,** જીભ મર્યાદામાં ન રહેવી (સલખણી-સુલક્ષણી ઉપરથી) ગમે તે ન બોલવાનું બોલવું અથવા બોલ્યાજ કરવું.

**જીભના કકડા કરવા,** સ્પષ્ટોચ્ચારને માટે જીભ વાળવી.

'જીભના કકડા કરે છે ત્યારે અંગ્રેજી બોલાય છે!' એમનું નથી ભણાતું!'

'સંસ્કૃત ભણવું તે કાંઈ રમત વાત છે. જીભના કકડા થાય છે ત્યારે ભણાય છે.'

**જીભના કકડે કકડા થઈ જવા,** 'કહી કહીને મારી જીભના કકડા થઈ ગયા' એટલે કહીને, કહીને-સમજાવી સમજાવીને થાક્યો.

**જીભને ટેરવે,** તત્કાળ બોલી જવાય એવું મોઢે-તૈયાર.

"મહેસુર વિગ્રહની હકીકત મોંઢાને જીભને ટેરવે છે." આંગળીને ટેરવે તે મોઢે બોલીને ગણવાનું, અને જીભને ટેરવે તે માત્ર મોઢે બોલવાનું.

ગુજર દરબારમાં આ સમે કવિ શંકર ખોરાટ નામે મોટો પંડિત હતો; પિંગળ શાસ્ત્ર તેની જીભને ટેરવે હતું."

વનરાજ ચાવડો.

**જીભનો કૂચો કરવો,** એકની એક વાત વારંવાર બોલ્યાં કરવી. -કહેતી (ચાવી ચાવીને બોલવું તે ઉપરથી)

'કહી કહીને જીભનો કૂચો કર્યો તો પણ સમજતો નથી.'

**જીભનો કૂચો વળવો,** એકની એક વાત વારંવાર કરવાથી જીભ થાકી જવી.

"આ હવે! પૂછ, પૂછ, પૂછીને સાર કાઢ્યો! તને કહી કહીને જીભનો કૂચો વળી ગયા કે આ કાંકાછને છોડીશ નહિ તો છોડીને લેતી જા હવે!"

સરસ્વતીચંદ્ર.

**જીભની છૂટ,** બોલવામાં અંકુશ વિનાનો; અમર્યાદ ભાષણ કરનારો.

**જીભમાં કંઈ હાડકું છે?,** મરજી કે જેમ વાળીએ તેમ વળે એવી છે. આમ પણ બોલાય ને તેમ પણ બોલાય; સારું પણ બોલાય ને નરસું પણ બોલાય.

"શામકુંવર વહુ અગાઉ કરતાં પણ એટલી તો વાચાળને વઢકણી થઈ પડી કે તેની જીભમાં હાડકાનું નામ પણ રહ્યું નહિ"

સૌભાગ્યવતી વહુ.

નરસું વચન બોલી વાંક છુપાવવાના બહાનામાં આ પ્રયોગ પ્રશ્ન રૂપે વપરાય છે.

**જીભમાં ગોળ,** માધુર્યતા; બોલવામાં મીઠાશ; તેથી ઉલટું જીભમાં ઝેર.

**જીભે ડામ દે-કાંટા પડે,** એમ અમર્યાદિત અને અપવિત્ર શબ્દો બોલનાર માણસને ધમકી આપતાં વપરાય છે.

**જીભે ચોંટવું,** પાકે થવું; જીભાગ્રે થવું:

"જેમ મોટી વાગે ચેમ ચમ; જીભે ચડે વિદ્યા ધમ ધમ."

માંધાતાખ્યાન.

**જીભે સરસ્વતી છે,** (સરસ્વતી એ સર્વ પ્રકારની વાણી-સર્વ પ્રકારની વિદ્યાકળાની અધિષ્ઠાતા દેવી છે તે ઉપરથી) જે ભણે છે તે બધું યાદ રહે છે; સરસ્વતીની પ્રસન્નતા છે.

**જીવ અડધો કરવો,** ગભરાવીને અધમુઉં કરવું.

૨. મહેનત વગેરેમાં પોતાનું સઘળું જોર વાપરવું.

૩. કાયર કરવું.

**જીવ અડધો થવો,** ઘણી સખત મહેનત કરવાથી અથવા થાકી જવાથી કે શ્રમ પામવાથી અધમુઆ સરખું થઈ જવું.

**જીવ અડધો થઇ જવો,** જીવ બ્હાવરો થવો (ઘણી ખુશીથી કે ઘણી દિલગીરીથી,) બ્હેબાકળા થવું; કંઈ સૂઝ ન પડે તેવી સ્થિતિમાં આવી પડવું; ઉશ્કેરાયલી કે ગભરાયલી હાલતમાં આવી પડવું.

ગાભરૂં બનવું; ચિત્ત સ્વસ્થ ન રહેવું.

૨. કુરબાન થવું; વહાલાંને માટે ખુશ ખુશ થઈ જવું.

**જીવ અધર રહેવો,** જીવ ઊંચો રહેવો; નિવૃત્તિ ન હોવી; આતુર હોવું, અધીરાં બનવું; દિલ ન લાગવું; ધ્યાન જતું રહેવું; મન ન ચોંટવું. (ગભરાટને લીધે)

**જીવ અધર ફરવો,** ધ્યાન ન ચોંટવું; મન ભટકવું; જીવને નિરાંત ન હોવી. (ઉચ્ચાટ વાળી સ્થિતિમાં)

**જીવ અધર લટકી રહેવો,** (મતલબ એવી છે કે ઘણુંજ આતુર રહેવું.) કોઈ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે અધીરાં થવું.

**જીવ આપવો,**—કાઢવો, સારી પેઠે કામ બજાવવું; અંગ તોડીને કામ કરવું.

૨. દુઃખ—જુલમથી આપઘાત કરવા તૈયાર થવું.

૩. કુરબાન થવું—વ્હાલાંને માટે ભોગ આપવો; ઘણું ચહાવું; આતુર રહેવું.

**જીવ ઉડી જવો,** (ખોળિયામાં), મરી જવું.

૨. એકાએક બ્હાવરા થવું; ફાળ પડવી; ધ્રાસકો પડવો, ચિત્ત સ્વસ્થ ન રહેવું; કંઈ સૂઝ ન પડે તેવી આકળામણમાં ચહેરો ફરી જવો; ગભરાઈ જવું; ધાસ્તીથી એકાએક ગભરામણ થઈ આવવી (માઠી ખબર સાંભળવાથી.) તેથી ઉલટું જીવમાં જીવ આવવો.

"રૂપસુંદરીનો જીવ ઉડી ગયો હતો તે પુત્રના મેળાપથી હવે ઠેકાણે બેઠો."

વનરાજચાવડો.

"આસપાસની જગો લોહીલુહાણ થઈ ગઈ એ જોઈ નોકર ચાકરોનો જીવ ખોળીઆમાંથી ઉડી ગયો."

કુંવારીકન્યા.

**જીવ ઊંચો થવો,** ધ્યાન જતું રહેવું; દિલ ન લાગવું; ઉચાટ થવો; નિરાંત ન હોવી.

"એટલું બધું કરવાનું કારણ આ કે જીવ ઊંચો છે તે હેઠો બેસે."

દ્રૌપદીદર્શન.

**જીવ એક છે,** ઐક્ય છે; મારો ને તેનો જીવ એક છે (માત્ર દેહ જૂદા છે.)

**જીવ કઈ પાંખડીએ ગયો છે?** મિજાજ કેવો છે? શું થયું છે? ચિત્ત ક્યાં ભમે છે-કયે ઠેકાણે ગયું છે? (જીવને ભ્રમરનું રૂપ આપ્યુંછે)

'આજ જીવ કઈ પાંખડીએ ગયો છે?'

**જીવ કપાઈ જવો,** જીવ જવા જેવી અત્યંત દિલગીરી થવી; હૃદય વિંધાઈ જવું.

"આર્ય પુત્ર, એને રડાવીને યોગિણી લેઈ ગયાં તેથી મારો જીવ તો કપાઈ જાય છે; આપનાથી કેમ કંઇએ ન કહેવાયું?"

તપત્યાખ્યાન.

**જીવ કાઢવો,** જુઓ જીવ આપવો.

૨. અતિશય આમળ કરી થકવવું; કાયર કરવું; પાછળ લાગવું; સંતાપવું; કંટાળો આપવો.

**જીવ ખારો થવો,** દિલગીર થવું; નારાજ થવું; નાઉમેદ થઈ જવું; નિરાશ થવું; આશાભંગ થવું; નાખુશ થઈ જવું; મન ભાગી જવું, ઉત્સાહ મંદ પડી જવો.

**જીવ ખાવો,** ચીડવ્યાં કરવું; કંટાળો આપવો; થકવવું; મહેનત આપવી; તપાવવું;

દુઃખ દેવું; અકળાવવું; સતાવ્યાં કરવું; કાયર કરવું; સંતાપવું; ખીજવવું.

**જીવ ગતે જવો,** જીવની સદ્ગતિ થવી.

**જીવ ઘાંટીમાં આવી રહેવો,** અડચણ–સંકટ વગેરેમાં શું કરવું તે સૂઝે નહિ એવી સાંકડની સ્થિતિમાં આવી પડવું. આખર આવવી; બહાવરૂં બનવું; જીવ જવાની અણી પર આવવું. જાણે પ્રાણ જવાની તૈયારી પર આવ્યા હોઈએ એમ બ્હાવરૂં બનવું.

**જીવ ઘેરાવો,** મન મળવું; સ્નેહ થવો; દોસ્તીમાં જોડાવું; મન એક થવાં.

"તમારા ઘરની રીતભાત જોઈ તમને એ વાતો કહેવાનું મને મન થયું પણ તમે મારાથી મોટાં ને આપણો જીવ ઘેરાયલો નહિ તેથી મારી જીભ ઉપડી નહિ."

એ બહેનો.

**જીવ ચગડોળે ચઢવો, જીવ ઠેકાણે ન હોવો–**ભમવો; આકુળવ્યાકુળ થવું; ગભરાવું; બહાવરૂં બનવું; અજંપો થવો; જીવને અસ્વસ્થતા થવી.

૨. શુદ્ધિ–અક્કલ ખોવી; મર્યાદા બહાર જવું. (જીવ ભમે છે તે વખતે ખરી વાત સૂઝતી નથી તે ઉપરથી.)

**જીવ જતાં રહેવો—નીકળી જવો,** ઘણું દુઃખ થવું; જીવ જતાં–મરણ પામતાં જેટલું દુઃખ થાય તેટલું દુઃખ થવું.

૨. (આતુરતાથી) મરણ થાય એવી હાલતમાં આવવું.

**જીવ જોવો,** પાણી જોવું; પરીક્ષા કરવી; કસી લેવું.

**જીવ ઝાલ્યો ન રહેવો,** તૃપ્તિ ન થવી; અનિશ્ચ લલચાઈ જવું.

૨. અનિશ્ચ ચંચળ વૃત્તિ થવી; તલપાપડ થવું.

**જીવ ટંગાઈ રહેવો,** અનિશ્ચ ગભરાટવાળી સ્થિતિમાં આવી પડવું; જીંદગીની હયાતી છે કે નથી એ નક્કી કહી ન શકાય એવી ભયંકર સ્થિતિમાં હોવું.

**જીવ ટગુમગુ થવો,** (ઘણીજ આતુરતાથી કે સાંકડમાં આવી જવાથી.) વચમાં વચમાં તૂટી જાય ને વળી જરા ટકે એવી અસ્થિર હાલતમાં આવવું.

**જીવ ટાઢો પડવો,** નિરાંત થવી; પોતાના ગરમ સ્વભાવથી જે ગભરાટ–ઉદ્વેગ–થયો હોય તે શાંત પડવો; ચેન વળવું; સુખ થવું.

**જીવ ટુંકો થવો,** કરકસરિયું થવું.

ખરચખૂટણમાં હાથ ખેંચી રાખવાની વૃત્તિ થવી.

"તેનો આગળ તો અમીરી જીવ હતો પણ આજ કાલ ટુંકો થયો છે"

**જીવ ઠરીઠામ બેસવો,** નિરાંત થવી, ગભરામણ દૂર થવી; જીવ ઊંચો થયો હોય તે ઠેકાણે બેસવો; શાંતિ થવી; જીવ ઠરવો.

**જીવ ઠેકાણે પડવો,** નિરાંત થવી; જીવ ઠરવો; આત્માને સંતોષ થવો.

**જીવ ઠેકાણે રાખવો,** સાવધ રહેવું; એકચિત્ત થવું; ચિત્ત સ્થિર રાખવું; ખબરદાર હોશિયાર રહેવું.

"આજ આપનું ચિત્ત સ્થિર નથી માટે જીવ ઠેકાણે રાખી સાંભળજો, આ બીડું હું ફેરવું છું"

પ્રતાપનાટક.

**જીવ તલપાપડ થઈ રહેવો,** (તલપાપડ સેકાય છે ત્યારે જેમ ઝડપથી ફૂટે છે ને ફુટે છે તેવા જોરમાવાળો થવો.)

અધિરાઈ ઉત્પન્ન થવી; આતુર થવું; અસ્થિર–ડગુમગુ થવો; (જી૨.) એ પરે થઈ રહેવું; જીવ ઊંચો નીચો થવો; ઉતાવળું–અધીરૂં બનવું; ધીરજ–મંજુરી ન વળે એવી ઉતાવળમાં આવી જવું.

"ધનલક્ષ્મીને નાની બહેનને ઘેર વિ-

વાહ મહાલવાના કોડ હતા. તેનાં છોકરાંનો જીવ પ્રેમાળ મા૨ીને ઘેર જવા તલપાપડ થઈ રહ્યો હતો."

એ બેહેનો.

"પણ જોજો, જલદી પાછા પધારજો, કારણ કે તમને જેમ વાર થશે તેમ મારો જીવ તલપાપડ થઈ જશે.

અરેબિયનનાઈટ્સ.

"પ્રેમ વિના મારાથી પળ રહેવાય નહિ,
એ નીર જો વળિ બગડે કો દિન લેશજો;
જીવડો તો તલપાપડ થઈ જશે સહી,
તે નીર ગયું ને આ છે મારા વેશ જો.

રડતા રડતાં"

નર્મકવિતા.

**જીવ તાળવે ટંગાવો,** (જરા કંઈ ઉલટું થાય તો તાળવે આવી રહેલા પ્રાણને નીકળી જતાં વાર લાગે નહિ એવી સ્થિતિ થવી.)

પોતાનું શું થશે એવી ધાસ્તીમા આવી પડવું; જીવ અંતરિયાળ રહેવો; હમણાં જાણે જીવ જશે એવી બારિક હાલતમા આવવુ.

"શત્રુને હાથે પકડાવાની કે કતલ થવાની લગભગમા હોવાના પ્રસગ વર્ણવે તે વારે તેના હોશ ઉડી જીવ તાળવે જાય"

વનરાજચાવડો.

૨. ઘણીજ આતુરતાથી જીવ ઊંચો રહેવો,–દિલ ન લાગવુ; જીવને ગભરાટ ઉપજવો; મન ન ચોંટવુ; કોઈ પ્રિયને માટે ઘણીજ અધિરાઈથી રાહ જોયાં કરવી–આતુર રહેવુ.

૩. જીવ જવાની તૈયારીમાં આવવું. તેથી ઉલટું જીવ **નીચે–ઠેકાણે** બેસવો.

"પૂછ્યું જોઇએ તેના મનને; નગરી હરખ ભરી શોભે છે પણ દ્રુપદનો જીવ તો તાળવે ટાંગ્યો છે."

દ્રૌપદી દર્શન.

**જીવ તોડી નાખવો,** ઘણીજ મુહેનત કરવી; જીવની પણ દરકાર ન રાખી પ્રયાસ કરવો.

૨. આતુર રહેવુ; તલપવું; આતુરતાથી તરફડવું; આતુરતાથી ક્લેસમાં આવવું; ટળટળવુ.

૩. ઘણુજ ચહાવું; કુરબાન થવું; પ્રેમના આવેશમાં ભોગ આપવો.

**જીવ ત્યાંને ખોળિયું અહિંછે,** કંઈ જવાને અથવા કોઈને મળવાને જીવ ઊંચો છે; નિરાંત નથી; મનમાં અણુખત ગભરાટ–અકળામણ–ચિંતા છે; મનમાં કંઇ કંઇ ખુંચ્યા કરે છે; મનમાં કંઈ કંઈ કાળજી થયાં કરે છે અને તેથી જીવ ઊંચોછે–ધ્યાન જતુ રહ્યું છે. દિલ નથી લાગતું–મન નથી ચોટતું;

"શ્રી કૃષ્ણ પ્રપંચ અનેક કર્યા,
પણ માન્યું નહિ નંદરાય;
જીવ તહીંને ખોળિયું છે અહીં,
જાવાને મન અમુઝાય."

કવિ દ્વારિકાંદાસ.

**જીવ થોડો થોડો થવો,** નબળા પડવું; આખર આવવી.

૨. કોઇ વસ્તુને માટે હદથી જાદે વિનવણી કરવી; કાલાવાલા કરવા.

૩. પડતી સ્થિતિને પામવું; નાઉમેદ થવું; હિમત હારી જવી.

૪. કુરબાન થવું.

**જીવ દોરીએ ટંગાવો,** (એક દોરીને આધારે જ જીવ લટકી રહેલો–જળવાઇ રહેલો, એ તૂટી જાય તો જીવ પણ જાય, તે ઉપરથી) જીવ દોરીએ ટંગાયો હોય તેવી દશા–બારીક સ્થિતિ પ્રાપ્ત થવી; અતિશય ગભરાટ વાળી સ્થિતિમાં આવી પડવું; જીંદગીની

દયાતી છે કે નથી એ નક્કી ના કહી શકાય એવી ભયંકર સ્થિતિમા હોવુ

**જીવ નાખી દેવો**, કુરબાન થવુ, પ્રાણાર્પણ કરવુ; કોઈનાં વહાનમા ભોગ આપવો, પોતાનાં જીવની પણ દરકારી ન રાખવી, કોઇની ઉપર ફીદા ફીદા-ખુશખુશ થઈ જવુ

**જીવ નીચો બેસવો**, હેઠે બેસવો, શાંતિ વળવી; નિરાત થવી, જીવમાં જીવ આવવો, ગભરાટમાં જીવ ઊંચો થયો હોય તે ઠેકાણે બેસવો, ઠડુ પડવુ, જોસ્સો-નરમ પડવો, ઉભરો શમવો

"વનરાજ ક્ષેમ કુશળને યશ મેળવી પાછો આવે ત્યારે સુદર કેશીનો જીવ નીચે બેસે ને તેનુ વદન હસતુ થાય"

વનરાજ ચાવડો

**જીવને જનાખ નીકળી જવી**, મહા મુશીબત પડવી, જીવ નીકળી જવા જેટલી મુશ્કેલી પડવી, દુ ખ પડવુ

**જીવ પડીકે બધાવો**, (કોઈ અમુક બાબતમા ગભરાટની સાથે પૂરે પૂરો ગુથાઈ જાય ત્યારે જીવ પડીકે બધાયો એમ કહેવાય અને જ્યારે તેમાથી મુકત થાય ત્યારે ઠેકાણે બેઠો એમ કહેવાય છે ) એકાએક તાલાવેલી થવી, જીવ તનપાપડ થવો, ચટપટી થવી ઘણીજ આતુરતાની સાથે

૨. એકાએક ગભરાટની સાથે જીવ ઊંચો થવો, દુ ખ થવુ, જીવ નીકળી જવા જેવુ થવુ, ઉદ્વેગ થવો, ગભરાઇ જવુ

'આ ત્રાસદાયક પ્રકરણનો વેનિસના ડયુક આગળ તપાસ ચલાવવાનો એક દિવસ નીમ્યો હતો તે દિવસ ક્યારે આવશે અને આનું શું ફળ નીપજશે એવા વિચારમા એન્ટોનિયાનો જીવ પડીકે બધાયો હતો"

શે કથાસમાજ

**જીવ ફરવો-બગડવો**, તબિયત બગડવી, શરીરે અસુખ થવુ.

**જીવ બાળવો**, ચિતા થવી,

૨ કોઈનું દુ ખ જોયાથી દયાની લાગણી થવી

૩ કોઈનુ ખરાબ જોઈ ન શકાયાથી કે ન સાંભળી શકાયાથી મનમા દુ ખ થવુ-કાળજુ બળવુ

**જીવ ભડકે બળવો**, અદેખાઈ-શોક-ચિતા કે એવી કોઈ મનની લાગણીયો કાળજુ ચરરર બળવુ-કાળજુ બળીને ખાખ થવુ

**જીવ ભરાઈ રહેવો**, વામના રહેવી, જીવ વળગી રહેવો-વીંટળાઇ રહેવો

"એક પાતળીની ધૂળ જેવી વિસાતમાં તારો જીવ ભરાઇ રહ્યો એ મિત્રનાને કેટલુ દુર્ભાગ્ય ભગ્યુ છે"

**જીવ માનતો-કહ્યુ કરતો નથી**, ખુશી-તૃપ્તિ થતી નથી, નિરાત વળતી નથી

**જીવ મોટો કરવો**, ઉદાર થવુ સખાવતનો જોસ્સો વધારવો (કોઇનું સારૂં થાય એવુ જાણી આપવામા આગ્રહ નખાવો મોટો મનનુ-સખી-દાનશૂર થવામા મનોવૃત્તિ દોડાવવી (આપવામા કે ખરચવામા.)

', આજ મન તેણે જીવ મોટો કરવા માડયો છે' તેથી ઉનડ્ર જીવ ટુકો કરવો એટલે કરકસરીઉં થવુ

**જીવ લઇને નાસવુ**, ધાસ્તીનું માર્યું ઘણીજ ઉતાવળથી દોડવુ (લઇને=સાથવી રાખીને-જતો ન રહે એવી રીતે ) ધાસ્તી-બોજમાથી નાસી છુટાય એવી ત્વરાથી નાસી છુટવુ, ઘણીજ ત્વરાથી નિર્ભય સ્થાન તરફ દોડવુ

"'રસ્તામાં તેની ગાડી હાંકનારની નજર નાહું દેખી બગડી અને તેથી તેણે પોતાના શેઠ અને તેના પાચ છોકરાના ભડકથી પ્રાણ લીધા, છટ્ઠો છોકરો ત્યાંથી જીવ લઇને નાઠો"

ગર્દભસેન

"ગોહલેખા ભય ધરીને,
નોઠી નદીથી જીવ લઈ,
રત્નાકરે જાણ્યું રત્ન જાયે,
તજી ડર ગયો ( પાછળ ) ધાઈ,

રસ્યશૃંગાખ્યાન.

"આખી રાત ગુર્જરોએ શહેર લૂટ્યું, કોઈ કોઈ ઠેકાણે લાહ્ય લાગી, ઘણાં ઘરો બળી ગયાં અને લોક જીવ લઈ નાઠા."

વનરાજ ચાવડો.

**જીવ લાબુક લાબુક થવો,** ગભરાઈ જવું; ગાભરાં બનવું; પોતિયાં છુટી જવાં; જીવ લપ લપ થવો; બેહોવરૂં બનવું. (બીક-ડર-ધાસ્તીથી.)

**જીવ લેવો,** મારી નાખવું.

૨ ચીડવવું; ખીજવવું; પાછળ લાગી કાયર કરવું; જીવને ઘણોજ અકળાવવો; અત્યંત આગ્રહથી માગવું; સંતાપવું; થકવવું; ખત્તે પડવું.

**જીવ વળગી રહેવો,** કોઈ એકાદી બાબતમાં મન ગુંથાઈ રહેવું; દિલ લાગી રહેવું.

**જીવ શીંકે ટંગાવો,** અધીરા બનવું; આતુર રહેવું; જીવ ઊંચો થવો; મનમાં ગભરાટ થવો; કોઈ અમુક બાબતમાં ઘણાં અધીરાં બનવું; જીવ નિરધાર-અંતરિયાળ રહેવો. ( શીંકાની પેઠે. )

"આ સઘળી વાર ફાઝીલખાન અને બળવંતનો જીવ શીંકે ટંગાઈ રહ્યો હતો."

તારાબાઈ.

**જીવ સટોસટનું,** જીવ જોખમમાં એવું; જીવના જોખમ ભરેલ ( કામ )

**જીવથી જવું,** મરવું; પોતે પોતાનુંજ મરણ માગી લેઈ મરવું.

**જીવને ટાઢક વળવી,** નિરાત થવી, સંતોષ વળવો.

**જીવપર આવવું,** ઘણા આવેશથી કોઇના પર તૂટી પડવું. ( જીવ જાય એવી રીતે. )

૨. જીવ જોખમાય એવી સ્થિતિએ આવી પહોચવું. (ત્રાસ કે કંટાળાથી)

જીવ જવા એટલું દુઃખ થવું; ઘણુંજ ત્રાસ દાયક લાગવું; કાળ જેવું લાગવું.

"એક વખત રાત્રે ગપાટા મારવાની ટેવ પડી એટલે મંડળીમાંથી ઉઠી જવાનું જીવ પર આવે છે."

સુબોધપ્રકાશ.

"એક વખત એવી સ્થિતિ નિહાળી સુરા રાધાગૌરીને જીવપર આવ્યું અને તે હિબકાં ભરી રડવા લાગી."

સદ્‌ગુણી વહુ.

"સદ્‌ગુણસંપન્ન રાજપુત્રોની નીતિ અને સદાચરણ જોઈ એક માતા તરીકે આનંદથી ઉભરાઈ જવાને બદલે એ બન્ને રાણીઓ જીવપર આવી જઈ તેમનો નાશ કરવાની વેતરણ કરવા બેઠી."

અરેબિયનનાઈટ્સ.

"ચંદ્રાવતી! હવે સર્વના જીવપર આવી એટલે હું તો મારી મેળે મારા ધારેલા પતિ સાથે જાઉં છું."

પ્રેમરાય અને ચારૂમતિ

**જીવપર બેસવું,** આધાર,-આશરો રાખવો.

૨. હઠથી માગવું; સંતાપવું; કાયર કરવું.

**જીવમાં જીવ આવવો,** (જીવ ઉડી ગયો હોય તે મનનું શાંતન થયા પછી જીવમાં જીવ આવ્યો એમ કહેવાય છે જીવ ઠેકાણે બેસવો પણ વપરાય છે. તેથી ઉલટું જીવ ઉડીજવો.) અણુખૂત ટળવાથી સંતોષ થવો, મનમાં જે કંઈ કંઈ કાળજી ખટક્યાં કરતી હોય તેનું સમાધાન થયાથી મનમાં ધીરજ વળવી, ચિંતાથી મનમાં જે અકળામણ થતી હોય તે શાંત પડવાથી જીવને ટાઢક વળવી; નિરાત વળવી;

"ડાક્તરને પાછો આવતો દેખી વિમળદેવીના જીવમાં જીવ આવ્યો"

વનરાજ ચાવડો

**જીવમાં જીવ હોવો**, દેહમાં જીવ હોવો, દેહહયાત હોવો

"જ્યા સુધી મારા જીવમા જીવછે ત્યાં સુધી હું મારા કુળને લાંછન લગાડનારનથી"

ગુ જુની વાર્તા

**જીવતી ડાકેણ**, (વિચિત્રને છુટા ચોટલાવાળું સ્ત્રીના આકારનું જે ભૂત તેને ડાકેણ કહે છે, તે ઉપરથી તેવા સ્વભાવ ને તેવા રૂપની જે કૂવડ અને જેની નજર પડેથી માણસ સપડાય એવી મેલી વિદ્યા જાણનારી સસારમા જીવતી સ્ત્રીને વિષે બોલતાં વપરાયછે

૨. ડાકેણની પેઠે વળગેલી છુટે નહિ એવી દુષ્ટ સ્ત્રીને વિષે ધિક્કારમાં વપરાય છે

"કેટલીએક પાતરોનાં ઘરમા રાગતાન તથા, વાજીંત્રનો નાદ થઈ રહ્યો હતો અને એ જીવતી ડાકણની આસપાસ દીવામા પડનાર પતંગિયા જેવા મૂર્ખ લોકો એઠા હતા"

કરણઘેલો

**જીવતી માંખગળ્યાજેવું**, જીવતી માખ જે ગળામા આવીજાયતો જેટલુ ખાધુ હોય તેટલું બધું ઉલટીથી બહાર નીકળી જાય છે તેની પેઠે વગર હકનું જે કાંઈ ઉથાપત કર્યું હોય અથવા લઈ લીધુ હોય તે બધુ પાછુ કાઢવુ-આપવુ પડશે એવો સંકેત છે જેમકે-

"એના દીકરાનીવહુ બદ્રેશ્વર જવાનીકળી છે અને અંબા સહાય થઇ તો આ જ વહુ પાછી આપણા હાથમાં સવારે આવશે, પછી એ ધીરપૂર પચાવી પડયો છે તે જીવતી માખ ગળ્યા જેવુ થશે"

અરાવતીચંદ્ર.

**જીવતુ પાણી કાઢવું**, પાતાળ ફોડી પાણી કાઢવુ

**જીવતું મારવું**, સંસારમાં માનેલાં ખરા સુખનો નાશ કરવો, દુર્દશા કરવી; ભારે સંકટમાં નાખવું, સંસારનાં સુખનો ઉપભોગ ન લેવાય એવી રીતે રીબાવ્યા કરવું

"રત્નાવળી રસની ભરી કાંઈ કામણગારીછે, દયા પ્રીતમ હુ કેમ જીવુ, મને જીવતી મારી છે, વિઠ્ઠલ વાંકલડું મા આંખરે, તારી નેણકટારી છે"

કવિ દયારામ.

**જીવતો કોયલો**, ઉનો ધીકધીકતો કોયલો

**જીવતો જાગતો**, જીવતો અને વળી સાવધ.

**જીવતો મુઓ**, જીવીને કર્મ કરવાં ને સુખ ભોગવવા એ જેને પ્રાપ્ત નથી તે; કારણ કે તેવો માણસ જીવતો છતા મુઆ સરખોજ છે સંસારના સુખ જેનાથી ભોગવાતાં નથીતે.

'જીવતો મુઓરે,
મૂર્ખ જીવતો મુઓ;
તે ભજ્યા નહિ ભગવાન,
મૂર્ખ જીવતો મુઓ

કવિ દયારામ.

"બાળ લગ્નથી કેટલીક નીકળી જાય છે અથવા પીહેર મોસાળમા રહે છે ત્યારે તેનો વર બિચારો જીવતો મુઓ થઈ પડે છે ને લોકમા ઢીલો કહેવાય છે"

નર્મગદ્ય

**જીવનું જીવન**, ઘણુજ વ્હાલુ

**જુના જમાનાનું ખોખું**, ઘરડા ખખ થયેલા માણસને વિષે બોલતાં વપરાય છે.

**જુનો પાપી**, ઘણા દહાડાના વહીવટ વાળો; અનુભવી ડાહ્યો-સમજુ, ખુણાખોચરાની જૂની વાત જાણનારો (પુરૂષ)

૨ ઘણાં જ્યુનાં પાપ-કાવતરાં જાણનારો

**જુલાબ આપવો**, (લાક્ષણિક) ગભરાવવુ, ત્રાસ દેવો, લેમેલ થાય એમ કરવું.

**જે અંબે**, જેઅંબે-, સતી શ્રી ધણિની

પાછળ સહગમન કરતી વખતે, જોસમાં આવી સળગતી ચિતામાં એવા શબ્દો બોલતી પડતું નાખે છે. તે ઉપરથી) જંબે જંબે કરવું જુઓ.

**જે નારાયણ,** ધણાયનમઃ; પડી ભાગવું તે.

**જે હરિની આરતી,** હરિની આરતી કર્યાની પેઠે કૃતાર્થ થવું; નિરાંત થવી.

"બેયના ઘરમાં ઘુસી વગર મહેનતે વસુ સાંપડવા, એટલે જે હરિની આરતી."

**જેટલો બહાર છે તેટલો માંહ્ય છે,** જેનું કપટ-મર્મ બહાર જણાઈ નઆવતું હોય તેવા પ્રપંચી માણસને વિષે બોલતાં વપરાય છે.

**જેળ ગયું,** દૈવત ગયું; બધુંય બગડ્યું.

**જોઈ લેવું,** (પ્રસંગ આવે.) અનુભવવા ઉપર મુલતવી રાખવું.

૨. મારવાની તજવીજમાં રહેવું; નુકસાન કરવાની તક ખોળવી.

૩. કસી જોવું; અનુભવ કરી જોવો; તપાસવું.

"એક દહાડો એ ગાંડીએ મારી પાસેથી એ કુમારને માગ્યો હતો પણ મેં નહિ આપ્યો તેથી રિસાઈ ગઈ તે ક્રોધથી બોલી હતી કે ઠીક છે, તને જોઈ લઈશ"

દિલ્લીપર હલ્લો.

**જોખી નાખવું,** કેટલો ભાર છે તે ત્રાજવે ઘાલી નક્કી કરવું તેને જોખવું કહેછે તે ઉપર માર મારી સમતોલ કરવું-નક્કી-કરવું-પાંશરૂં કરવું; સખત માર મારવો.

"બહુ બોલ્યો તો હું તને જોખી નાંખીશ હો, યાદ રાખજે."

૨. ધૂળ કાઢી નાખવી; ધમકાવવું; સખત ઠોક દેવા.

**જોગ-વહેવા,** જે ક્રિયાથી જૈન યતિ-ગોરજી પવિત્રતાને પામે છે તે ક્રિયા કરવી. (જૈન લોકમાં)

**જોડા ખાવા,** ખત્તા ખાવા; ટપલા-ઠોકરો ખાવી; નુકસાન-ખોટ-હાની ભોગવવી.

૨. ઠપકો સહન કરવો.

**જોડા મારવા** એટલે સખત ઠપકો દેવો.

**જોડા ઘસવા-ફાડવા,** (બહુવચનમાંજ વપરાય છે.) અમુક ધારેલું કાર્ય પાર પાડવા ખુશામતની ખાતર કોઇને ત્યાં વારંવાર ધક્કા ખાવા.

"તેના જુના મિત્ર, તેના સગા કહેવડાનારા, તેને બારણે રોજ જોડા ફાડનારા, અને તેને બાપજી બાપજી કહેનારા એ સઘળામાંથી ત્યાં કોઇ ન હતું."

કરણઘેલો.

"આ કામદારને ઉમરે જોડા ઘસાવી નાખશો તેના કરતાં અમારા જેવાને ઘેર કોઈ વખત આવતા હો તો તમારા જેવાને અમે તો કાંઇ કામ લાગીએ હોં."

સરસ્વતીચંદ્ર.

**જોડા મારવા,** કાળજામાં વાગે એવા ઠોક દેવા; ઘણો સખત ઠપકો આપવો; કડણ વચન કહેવાં.

"આજે તમે તેને ઠીક જોડા માર્યા; એતો એજ દાવનો છે."

**જોતરૂં ઘાલવું** (ગળે), (લાક્ષણિક.) લફરૂં વળગાડવું; પીડા વળગાડવી.

કોઈ નવાસવા-બિનઆવડતવાળા કામમાં પહેલ વહેલું નાખવું-વળગાડવું.

"બાપે નાનપણમાં કંઇ અભ્યાસ કરાવ્યો ન હોતો પણ તેને જોતરૂં ઘાલવાની તજવીજ કરી હતી એટલે સાત વર્ષની ઉમ્મરે તેનો વિવાહ કર્યો હતો."

નર્મગદ્ય.

**જોતરે જોડાવું,** કોઇ નવા અજાણ્યા-કંટાળા ભરેલા કામમાં ગુથાવું; જંજાળમાં ભરાવું; સંસારની ધુંસરીમાં જોડાવું.

૨. સંગતિ કરવી.

**જોરાવરીનો પોરો,** બળવાન માતાનો બળિયો પુત્ર.

"ગોપી ગાળ દે અટેકડી,
છે જોરાવરીનો પોરો,
ભીખ માગ્યાની પેરે કહું,
ઘર કાનતું ઓરો.–ધુતારી.
પ્રેમાનંદ.

**જોવા જેવું કરવું,** જોવાનું મન થાય એવી નવાઈનું–અજાયબ જેવું કરવું; ખરાબી–નુકસાનીના અર્થમાં પણ એ શબ્દ વપરાય છે.

"ભાંડ ભવાયા ચારણ ગાંધ્રવ એ વળિ બોલ્યા એવું; અમે ફજેત ફજેત કરીને, કરીશું જોવા જેવું રે–વસ્તીના.
વેનચરિત્ર.

---

# ઝ

**ઝટકા પડવા,** ઝટકો પડવા જેવું દુ:ખ થવું.
'પથરાને શા ઝટકા પડવાના છે કે ખાવા પીવાનું દુ:ખ વેઠવું !'
બે બ્હેનો.

કોઈના પ્રત્યેની બેદરકારીમાંજ બોલાય છે.

**ઝટકાના બોલ,** કાળજામાં ઘણી અસર કરે એવાં–હૃદયભેદક વચન; (ઝટકો વાગે ને જેવું દુ:ખ થાય તેવા.)

**ઝડતી લેવી,** ઝાડો જોવો–તપાસવો.

૨. ધમકાવવું; ઠોક દેવા; ઠપકો દઈ શરમીંદુ કરવુ.

ઝડતી લઈ નાખવી એટલે ધૂળ કાઢી નાખવી

૩. સોંપેલું કામ ચાંપીને તપાસવું.

**ઝપાટો કાઢી નાખવો,** ઝાપટી નાખવું; ધમકાવવું; ધુમાડો કાઢી નાખવો; ધમધમાવી પાંશરૂં કરવું.

૨. માર મારીને હલકું કરવું.

૩. ચીસ ખવડાવવી; ખો ભૂલાવી દેવી.

**ઝપાટો મારવો,** થોડા વખતમાં ત્વરાથી કામ કરવા મંડવું.

**ઝરકીઉં કરવું,** બાળકના શરીર પ્રમાણે એક લુગડાનો કટકો લેઈ તેને દીવાથી સળગાવવો.

(બાળક ઝબકી જાય છે ત્યારે એમ કરવાની રૂઢિ છે.)

૩. ધ્રુસ્કવું.

**ઝાકળ ઉતારવી,** મહેણાં મારી સીધુ કરવું; ધમકાવવું.

૨. માર મારી હલકું કરવું; ખોખરૂં કરવું.

"જો હરિ દેખાડવે મુને બળ રે,
તો હું ઉતારીશ ઝાકળ રે."
અભિમન્યુ આખ્યાન. (પ્રે.કૃ)

**ઝાકળીઉં ઝુડવું,** જેમ આવે તેમ વગર વિચારે બકવાં કરવું; ઝોકાવ્યાં કરવું.

**ઝાંખરું ઝીંટવું,** (શાખા વૃક્ષ ઉપરથી શાખરુક્ષ અને તે ઉપરથી ઝાંખરૂં.) નામ ટાળવું; નામ જાય એમ કરવુ. કોઈ માણસ આપણી પાસે કંઈ વસ્તુ લેવા આવ્યો હોય અને તેને આપવાની ખુશી ન હોય તેમ છતાં તે ઘણી હઠ કરે ત્યારે નિરૂપાયે કંટાળો આઇને આપવું પડે એવે પ્રસંગે આ પ્રયોગ વપરાય છે.

'એના નામનું ઝાંખરૂં ઝીંટને' એટલે એને જે જોઇએ છીએ તે આપીને જતો કરને.

૨. સત્યાનાશ જવું; નિર્વંશ જવો.

'એને ઘેર ઝાંખરા ઝીંટાય" એમ બદદુવા દેતાં બોલાય છે.

**ઝાંઝરાં પહેરવાં,** (કોઈને ઝાંઝરા–જંજીરા–બો-

ઢાની સાંકળ પહેરાવવામાં આવે છે તે ઉપરથી ) કેદી થવું; પગમાં બેડીઓ પહેરવી.

"દુર્ગપાળ, વિજયપાળને કહે કે માલમતા જપ્ત કરી બાયડી છોકરાંની સાથે એને ઝાંઝરિયાં પહેરાવી કેદ રાખે."

મુદ્રારાક્ષસનાટક.

**ઝાંઝવાનું નીર,** દૂરથી લાભદાયક જણાય પણ પાસે જઇએ તો તેમાંનું કાંઈ ન હોય એવું જે મિથ્યા તે; ફાંફાં.

( મેદાનમાં ખારાટવાળી જમીનપર પાણીનો ભાસ થવાથી થાકયાં પાકયાં મૃગ તૃષા મટાડવા તે તરફ દોડે છે પરંતુ પાસે જઈ જુએ છે તો જમીન જ હોય છે અને એ રીતે તે ભૂલાવામાં પડી જીવ ખુએ છે તે ઉપરથી. )

**ઝાંપો ઝુડવો,** પોતાની એકાદ વાતને લંબાવી લંબાવી મોટી કરવી–પોતાનીજ વાત લંબાવ્યાં કરવી. 'એ વળી એનોજ ઝાંપો ઝુડ્યા કરે છે.'

**ઝાટકી નાખવું,** સારી પેઠે ઠપકો આપવો; સપડાવવું; ધૂમાડો કાઢી નાખવો; ખુબ ધમધમાવવું.

૨. માર મારીને હલકું–પાંશરૂ કરી નાખવું.

**ઝાડ ઉગવાં બાકી છે,** દુઃખ તો ઘણું પડયું અથવા એટલું પડી ચૂકયું કે માથે દુઃખનાં ઝાડ ઉગતાં હોય તો નિશાની રહી જાય.

"જો કે સુગુણસુંદરીએ પ્રૌઢાવસ્થામાં પ્રવેશ કર્યો હતો અને તેને માથે દુઃખનાં ઝાડ ઉગવાં બાકી રહ્યાં હતાં તો પણ એનો દેખાવ હજુ સુધી નવયૌવના નારીના જેવોજ માલમ પડતો હતો."

ગર્વંતમેન

**ઝાડ થવું,** ઉભું થવું; બે પગે ઉભા થવું. (જનાવરે)

"ઘોડો ઝાડ થયો."

**ઝાડપંચાળું,** વાંદરૂં એક ઝાડથી બીજે ઝાડ એમ પાંચ અથવા કેટલાંક ઝાડપર કુદાકુદ કરી મૂકે છે તે ઉપરથી 'સાધારણ રીતે એકને એક જગોએ સ્થિરતાથી બેસી ન રહેવાય એવા સતપતીઆ અને ઉદમાતીઆ બાળકને વિષે બોલાય છે.

**ઝાડપટી કરવી,** ખુબ ધમકાવવું; ઝાટકી નાખવું; ળ કાઢી નાખવી; સખત ઠોક દેવા.

૨. ખુબ માર મારી પાંશરૂં કરવું.

**ઝાડપર ચઢવું,** છાપરે ચઢવું; પતરાજખોર થવું; ખોટી મોટાઈ દેખાડવી; બ્હેકી જવું; ફુલાઈ જવું; મગરૂર બનવું; વંઠી જવું; ફાટી જવું; મર્યાદામાં ન રહેવું.

"તને મોઢે ચઢાવીને જવા દઇએ છીએ ત્યારે છેક ઝાડપર ચઢી બેસે છે.?"

ભામિનીભૂષણ.

**ઝાડું ખાવું,** નિરાશ થવું; ઉમેદભેર છતાં એકદમ નાઉમેદ થઈ જવું; અંજાઈ જવું; હાર ખાઈ જવી; ન ફાવવું; "તેણે ઝાડુ ખાધું, તે ઝાડુ ખાઈ ગયો"

**ઝાડે ઝપટે જવું,** ઝાડે જવું, હાથ પગધોવા, દાતણ કરવું, વગેરે સવારમાં ઉઠીને જે પહેલું કામ કરવાનું તે કરવું.

'ઝાડે ઝપટે જઈ આવી ને મેં ન્હાઈ લીધું.'

**ઝાડે ફરવા જવું,** લોટે જવું; અથવા જવું; ચોટલિયે જવું કળશિયે જવું. ઝાડે જવું-ફરવું પણ કહેવાય છે.

ઝાડે જંગલ જવું પણ બોલાય છે.

**ઝાડો ઝપટો કરવો,** જેને મેલું વળગ્યું હોય તેના ઉપર અથવા દરદી ઉપર મંત્ર ભણી મોરનું પીછું કે બીજુ કઇ ફેરવવું. ઝાડો પીંછી કરવી પણ બોલાય છે.

**ઝાંપો ઝૂડવો,** નકામી માથાફોડ કરવી; વગર અર્થનું બોલ્યાં કરવું.

૨. એકની એક વાત લંબાવ્યાં કરવી.

**ટાઢા સમ**, સમ ખવડાવવાની અસલ જૂદી જૂદી રીતો હતી. કોઈ મૂર્તિ આગળથી ધરાવેલાં ફૂલ ઉપાડી લેવાં અથવા કોઈ દેવને પગે હાથ મૂકવા એ ટાઢા સમ કહેવાય છે ઘણા આકરા ટાઢા સમ ખવરાવવામાં આવે ત્યારે બ્રાહ્મણને ગળે હાથ મુકાવે છે અથવા એ કરતાં પણ ઘણા સખત ખવરાવવા હોય તો ગાયને ગળે છરી મુકાવવામાં આવે છે. એમ કરાવવાનો હેતુ એટલોજ કે જૂઠા સમ ખાય તો બ્રાહ્મણ કે ગાયને માર્યા જેટલું પાપ લાગે.

વળી ઉના તપાવેલા લોઢાની, ઉના ઉકળતા પાણીની, કે ઉના તેલની કોઈ અમુક સરતથી સમ ખવડાવવામાં આવે તેને ઉના સમ કહે છે.

**ટાઢિયો તાવ આવવો**, આ પ્રકારના તાવવા બગાસાં આવે છે, અંગ ભાગે છે અને કામપર ચિત્ત લાગતું નથી તે ઉપરથી જે માણસ કામ કરતા કંટાળનો હોય અથવા નાખુશી બતાવતો હોય તેને વિષે બોલતાં વપરાય છે કે એને તો ટાઢીઓ તાવ આવ્યો છે અથવા કામ કરતા તો ટાઢીઓ તાવ આવે છે

**ટાઢું ગાર જેવું**, તેજ વિનાનું, નમાલું. ( માણસ. )

**ટાઢું થવું**, શાંતિ થવી, નિરાંત વળવી.

"પાંડવ હરિએ મૂકયા નથી, કૌરવપતિ કયાં ચાલ્યો દુર્મતિ,
"વન ગયા તો ટાઢું થયું, હજી તમારૂં કપટ ન ગયું "

સુરેખાહરણ

**ટાઢું છમ કરવું**, ગટ કરી જવું—પચાવી પાડી ઠેકાણે કરવી ( વસ્તુ )

કોઈનું નાણું ઉચાપત કરી તે વિષે કાંઈ જાણતા નથી એમ બતાવવું

" ઘણા વર્ષ સુધી વછિયાત રૂપિયા લેવા આવ્યો નહિ, એટલે તો મુલ્લાંજીએ રૂપિયા ટાઢા છમ કરવા નિશ્ચય કર્યો. "

ગર્ધવસેન.

**ટાઢું પડવું**, શાંત થવું; ચઢેલો ગુસ્સો—તામસવૃત્તિનું શાંતન થવું, નરમ પડવું; જોર કમી થવું, શાંતિ થવી; બંધ પડવું; શમવું.

' વાત ટાઢી પડી—હુલ્લડ ટાઢું પડયું, ઈ. "

તે મારા ઉપર જેટલો તપી ગયો હતો તેટલોજ આખરે પસ્તાઈને ટાઢો પડયો "

૨. ઝાંખું થવું.

" માંસ ટાઢાં પડે તેથી કેટલીક વાર તો ખોટ મૂકીને પણ તે વધેરી દેવો પડે "

દે. કા. ઉત્તેજન.

૩. બુઝાવું.

' દેવતા ટાઢો પડયો '

**ટાઢું પાડવું**, શાંત કરવું; જોરનો હંડો પાડવો.

૨. બુઝવવું.

**ટાઢું પાડી પલાળવું**, તપી ગયેલો—ગરમ થયેલો મિજાજ શાંત પાડી પોતાના મતનું કરવું, ધીમેધીમે યુક્તિસર સમજાવવું; પરમોલવું.

" હું તેને ટાઢો પાડી પલાળવા તો ગયો પણ શેનો પલળે ? એકનો બે થયો નહિ "

**ટાઢું પાણી રેડવું**, ( મનની વૃત્તિ પર ) અસર કમી કરવી, શાંત પાડવું; જોર ધીમું પાડવું—નરમ પાડવું.

" આ રાત તેના ધણી સાથે આનંદમાં કાઢવાનો ઠરાવ કર્યો હતો પણ કરણના દિલગીર ચહેરાએ તેના ઉલ્લાસ ઉપર ટાઢું પાણી રેડયું; "

કરણઘેલો.

**ટાઢું પેટ**, નિરાંત; સંતોષ; કાંઇપણ ઉચાટ ન હોય એવી સ્થિતિ; નિશ્ચિંત હાલત 'ટાઢાં પેટ, વસતાં પેટ, દીકરા જણજો ને ઘર ભરજો ' એમ આશીર્વાદ દેતાં સ્ત્રીઓ વાપરે છે.

**ટાઢું લોહી**, (જ્યારે નિરાંત અથવા શાંતિ હોય છે ત્યારે લોહી ટંડું હોય છે અને જ્યારે ચિંતા-ઉગ્રતા-તમોગુણ હોય છે ત્યારે લોહી ગરમ થાય છે તે ઉપરથી.) નિરાંત; કાઈપણ તરફની ચિંતા ન હોય તેવી સ્થિતિ શાંતિ; ઉચાટ- વિનાની સ્થિતિ.

"ભાઈ તમારે ટાઢા લોહીના રોટલા ખાવાના છે એટલે મકરકુંદીઓ શા સારુ ન સૂઝે ?"

"શૂરવીર રજપૂતાણિયોએ પોતાનાં પેટથી પણ વહાલાં બાળકોને પતિની પાછળ જવા માટે ટાઢા લોહીમાં કતલ કર્યા."

ગૂ. જૂની વાર્તા.

**ટાઢું હીમ જેવું**, ઘણું ટાઢું.

૨. ઘણુંજ પ્રિય અને શાંતિ ઉપજાવનાર.

"હું જે વખત કાંઈ નમાલી ખાવાની જણસ કે પાઈ પૈસો ચોરી લાવતો તે વખત તેને ટાઢો હીમ જેવો લાગતો હતો ને શાબાશી આપતી હતી"

કૌતુકમાળા.

**ટાઢો ઢાળવો**, બહુ તાપથી તપી ગયા હોઇએ ત્યારે ઝાડ વગેરેને છાંયે બેસી વિરામ લેવો.

"બપોર થવા આવ્યા એટલે જરા ટાઢો વાળવાને એક કુવા આગળ ઝાડને છાંયે બેઠા."

શિવલક્ષ્મીની વાર્તા.

**ટાઢો માર મારવો**, મુકીઓ અને લાતથી સખત માર મારવો.

**ટાળો દેવો**, વાયદા કર્યા કરવા; ઉડાવ્યાં કરવું.

"ગુરૂજીએ ટાળો દીધો,
નૃપથી કેમ વિખૂટો કીધો."

માંધાતાખ્યાન.

**ટીકો કરવો**, (કપાળમાં.) નકામું આપી દેવું.

**ટીલીઆ ભગત**, (ઠેર ઠેર ટીલાં કરનાર.) ટીલાં કરી ભક્તિનો ખોટો આડંબર કરનાર.

**ટીલું ચાટી જવું**, મખ્ખીચૂસના જેવું આચરણ કરવું.

૨. કોઇનું હરણ કરી લેવું; છેતરવું; ઠગવું.

**ટૂંકું કરવું**, અમુક ચાલતી વાત ટુંકાવવી; જતી કરવી.

૨. આ અર્થમાં "આયુષ્ય" અધ્યાહાર રહે છે. જેમકે-'માતાએ મને ગળથુથીમાં ઝેર કેમ ન પાયું ? પોતાના મરતા પહેલાં મને ટૂંકો કેમ ન કરી!"

મણિ અને મોહન.

૩ પતાવવું; દરગુજર કરવું.

**ટૂંપી નાખવું**, ચુંટી ચુંટી છુટું કરવું એ તેના મૂળ અર્થ ઉપરથી ) નિંદા કરી હલકું પાડવું, મહેણાં દઈ શરમીંદું કરવું; નીચું જોવડાવવું, ઠોક મારી મારી નબળું કરવું.

**ટૂંપો દેવો**, કોઇનો નફો ખુંચવી લેવો, કોઇને નફો ખાવા ન દેવો; કોઇને નફો લેતાં વચ્ચે અટકાવ કરવો.

**ટેકનો તારો**, મહા ટેકીલો માણસ.

"રે તું તો કોઈ ટેકનો તારો જણાય છે. નાક પર માંખ બેસે તો નાક કાપી નાખે એવો."

પ્રતાપનાટક.

ટેકનું પૂતળું પણ વપરાય છે.

**ટેકરાં ટીપવાં**, જાડા જાડા રોટલા ઘડવા. (તિરસ્કારમાં અથવા બેદરકારીમાં વપરાય છે.)

**ઝાલ્યાં ઝીલવાં,** સંકટ કે આફત–અડચણ જે આવી પડે તેની સામે થવાની શક્તિ હોવી; માથે આવી પડેલું અટકાવવાને કે ખમવાને શક્તિમાન હોવું.

'મારાથી તો ભાઈ હવે ઘડપણમાં ઝાલ્યાં ઝીલાતાં નથી.'

**ઝાવસોઇ ઉઠવી,** ઝાવસોઈ એ મુસલમાન ધર્મમાં એક ઝનુની શબ્દ ગણાય છે તે ઉપરથી) કુસ્તી થવી; લડાઈ જાગવી; મારામારી થવી.

"જૂલ નીકળ્યા પછી તકરારનું વિશેષ કારણ નહિ તો પણ ધૂળબલાની કુચલી ને અડવાડિયામાં એકાદ વાર તો ઝાવસોઈ ઉઠ્યા વગર રહેજ નહિ."

હે. કા. ઉત્તેજન.

**ઝાંહે જતું રહેવું,** ઘસાઇ જવું; જીર્ણ થવું; નાકોવત થવું; ખરાબ થવું.

"હદ ઉપરાંત કેફ વડે તેમનું શરીર છેક ઝાંહે જતું રહ્યું છે તેથી મને તો ધાસ્તી રહેછે કે તે લાંબી મુદત નહિ કાઢે."

"કોઇનો બોધ મેં માન્યો હોત તો, આવું વિપરીત ન થાત,

મિત્ર મંડળી તારૂં ઝાંહે જશે, ચારે યૌવનનો થાશે પાત; પરતાઇશરે, કહીશ ગ્નાન મેં ન ગ્રહ્યું–પશ્ચાત."

ધીરોભક્ત.

"જા જાઇને કહે તહીં. શું બકેછે ઊભો અહીં, ઝાંહે જીવ જશે તારો લખ્યું એ લલાટ છે."

અંગદવિષ્ટિ.

**ઝુંડો ઉરાડવો,** કામમાં જશ મેળવવો; વાહવાહ થાય તેમ કરવું.

(લાક્ષણિક.) ફતેહ–નામના કરવી.

"ગુર્જરકવિશ્રી નર્મદાશંકરે, કવીશ્વર દલપતરામે અને રા. બા. હરગોવિંદદાસે તથા બીજા સ્વદેશના વીરલાઓએ થોડાંક. વ પર સુધારાનો ભગવો ઝુંડો ઠેર ઠેર ઉરાડ્યો હતો."

સ્વદેશવત્સલ.

**ઝુંડો રોપવો,** ફત્તેહ મેળવ્યાની નિશાનીમાં નિશાન ચડાવવું. (લાક્ષણિક.)

**ઝુલતું મૂકવું,** લટકતું રાખવું; અંતર્યાળ રહેવા દેવું; લક્ષમાં ન લેવું; મુલતવી રાખવું, હાલણહોલણ સ્થિતિમાં રાખવું.

**ઝેર થવું,** ઝેર જેવું. અળખામણું થવું; ઝેર ખાવા જેવું ત્રાસદાયક થવું.

"ઝેર થયા જરિયાની જામા, ટુટેલી કંથી ધારી,ધન્ય ગોપીચંદરે,વૈરાગ્યને,જાઉંવારી."

પ્રાચીન કવિતા.

"ખાધુપીધું ઝેર થઈ ગયું." એટલે ખાધાપીધાથી જે શક્તિ આવવી જોઇએ તે ન આવી

**ઝેર વરસવું** (આંખમાં), સામાનું સારૂં જોઈ બળવું; ઈર્ષ્યા ઉત્પન્ન થવી; અદેખાઇ થવી.

**ઝેર વાટવું,** કોઇને નુકસાન કરવાની તજવીજ કરવી (અદેખાઇને લીધે.)

૨. અદેખાઈ–ઈર્ષ્યા કરવી અથવા ફેલાવવી.

**ઝોટિંગ પાદશાહી,** તોફાની અને જુલમી કારોબાર; જંગલી ધોંધાટ

**ઝોલાં ખાવાં,** અધવચ ટીચાયાં કરવું; અથડાયાં કરવું; નકામું રખડ્યાં કરવું; ખોટી થયાં કરવું; ફાંફાં મારવાં; કામનો પાર ન આવતાં વાર લાગવી.

"તે બિચારો ઝોલાં ખાયાં કરે છે."

**ઝોળીમાંથી ઝડપાવું,** ઘોડીયામાં રમતાં નાનાં છોકરાંનો વિવાહ થવો.

"છોકરા છોકરી ક્યારે પરણે, ક્લાણીનો તો ઝોળીમાંથી ઝડપાયો જો, એવા અદેશા કરી તેની ખટપટમાં પડે છે."

નર્મગદ્ય.

"ટપલો મૂકવો–રહી જવો' એમ પ્રયોગ થાય છે.

**ટપવું ટપી જવું,** ફલંગ મારી કુદી જવું

**ટપ્પો મારવો,** ગપ ચલાવવી—ફેલાવવી.

૨. યુક્તિસર બંધ બેસતા શબ્દો બોલવા

**ટલ્લે ચઢાવવું,** વાયદા કરવા; આશા આપી ફોગટ ફેરા ખવડાવવા; રખડાવવું.

૨. ઉંચે ચઢાવવુ; ઉશ્કેરવું; ફુલાવવું; ચઢાવવુ.

**ટલ્લા ખવડાવવા,** પણ અર્થ ૧ માં બોલાય છે

**ટાંકી લાગવી,** રોગપર દવાની અસર થવી. ૨ પત્તો ન લાગવો

**ટાચકા ફોડવા,** દોષની ચરચા કરવી, નિંદા કરી હલકું પાડવું; તતડાવવુ.

"જેના હોય તેના ટાચકા શું ફોડયા કરે છે?"

**ટાટલું કરવું,** એઠાં વાસણ માંજી સાફ કરવાં.

**ટાંટિયા કહ્યું કરતા નથી,** ચાલી ચાલીને પગ થકી ગયા છે અથવા પગમાં ઘણી કળતર થાય છે

**ટાંટિયા ગળે આવવા,** જુઓ ગળે આવવું.

"પુરાવાની સાકળ તો તૈયાર કરી પણ એટલું કર્યા છતાં આખરે મારા ટાટિયા મારાંજ ગળામા આવ્યા તો કરવુ કેમ ?"

મણિ અને મોહન

**ટાંટિયા જોરમાં હોવા,** ઉમંગ-ઉત્સાહની સ્થિતિમાં હોવું; આશાભર્યું હોવું. "આજ કાલ તેના ટાંટિયા જોરમાં જણાય છે"

**ટાંટીયા ભાગવા-બેસવા,** એ તેથી ઉલટો પ્રયોગ છે

**ટાંટિયા તુટી પડવા,** થાકી જવુ અથવા પગમાં ઘણી જ કળતર થવી.

**ટાંટિયા રહી જવા** પણ બોલાય છે. જેમ-"મારા તો ચાલી ચાલીને ટાંટિયાજ રહિ ગયા"

**ટાંટિયા તોડવા,** નકામા ધક્કા ખાવા—ફેરા ખાવા. (કંટાળામાં વિશેષ વપરાય છે.)

"બેસની આમસ્તો ભાઈ, ઠાલી ટાંટિયા તોડવા કોણે કહ્યા છે ?"

**ટાંટિયા પહોળા થઈ જવા,** ગભરાઈ જવુ; ભયથી સયરવયર થઈ જવુ, શીયાંવીયાં થઈ જવું (પગની સ્થિરતા ન રહેવી તે ઉપરથી લાક્ષણિક.)

**ટાંટિયા બેસવા,** છેકજ નિરાશ થઈ જવું; હિંમત હારી જવી; આશાભંગ થવું; નાઉમેદ થઈ જવું

**ટાંટિયા ભાગવા,** (કોઈ અકસ્માત માઠો બનાવ આવશે એવા વહેમથી, ધ્રુડપણથી, નબળાઈથી, સખત માંદગીથી, નિરૂત્સાહથી કે નિરાશ થઈ જવાથી) અશક્ત થવુ; પગમા જે જોર હોય તે નબળું પડી જવું; પગે નબળાઈ આવવી.

"અમુક વર્ષે મરવાનું છે એમ કોઈ ભવિષ્ય કહે ને તે આપણા મનમા ઠસી જાય તો તેની ચિંતા આજથી થાય અને તે વર્ષ નજીક આવતુ જાય તેમ તેમ ભોરણ ને સંતાપથી આપણા ટાટિયા ભાગતા જાય"

એ બેહેનો.

"અરેરે, તે જતો રહ્યો હોય તો મારા ટાટિયા ભાગી ગયા, હાય હાય ! મારી કમ્મર લચી પડી, અરે હું શું કરૂં ?"

અ. ના. ભા ૧ લો.

૨. નબળું કરવુ, જે મૂળ જોર હોય તે કમી કરવું.

૩. આગળ વધવાની હિંમત જતી રહેવી; નાઉમેદ થઈ જવું.

**ટાંટિયા મેળવવા,** મેળ મેળવવો (હિસાબમાં)

**ટાંટિયા રંગવા,** જુઓ ટાંટીઆ ભાગવા.

**ટાંટિયો કાઢવો–ટાળવો,** દૂર કરવુ; જતું કરવુ; આવવુ જવું બંધ થાય એવી તજવીજ કરવી; પગ ટાળવો; ચલણ બંધ કરવુ; ઘરમાં આવતું અટકાવવું. (ધિક્કાર–

કંટાળાને પાત્ર થયેલા માણસને વિષે બોલતાં વપરાય છે. )

**ટાંટિયો ટકવો,** એકને એક જગોએ કે ધંધામાં સ્થિરતા વાળી રહેવું; નિરાંત ભોગવવી; પગ ઠેરવીને નિરાંતે બેસવું; નિરાંત વાળી લાંબા વખત સુધી ચોંટવું.

"ભાઈ, મારી રાંડના દુઃખની તે હું શી વાત કહું? તેનો ટાંટિયો ઘરમાં ટકતોજ નથી, રોજ ઓછામાં ઓછી તે ચાળીસ વખત બહાર રઝળવા જાય છે."

સુબોધપ્રકાશ.

**ટાંટિયો વાળવો,** થાક ઉતારવો–ખાવો; વિસામો લેવો.

**ટાંડર કરવી,** વાંધા ઉઠાવી કજીઆ કરવો.

૨. ધ્રુજવું.

**ટાઢ તડકો,** સુખદુઃખ. તડકોછાંયડો પણ બોલાય છે.

'એ બિચારાએ ટાઢતડકો સુદ્ધાં જોયો નથી.'

**ટાઢ ફેરા મારે છે,** ટાઢ પાસે આવી શકતી નથી; ટાઢ વાતી નથી.

"શિયાળામાં એક બનાતનું બદન પહેર્યું કે ટાઢ ફેરાજ મારે."

**ટાઢક કરવી,** એકાદો પદાર્થ ખાઇ–ચોપડી શરીરને ટાઢું લાગે તેમ કરવું; પદાર્થમાં રહેલા ગુણથી ગરમી શમાવવી.

**ટાઢ ચઢવી,** તાવમાં ટાઢ ચડે છે ત્યારે કામ થઈ શકતું નથી તે ઉપર કોઈ કામ કરવાની ના પાડતું હોય અથવા કંટાળતું હોય ત્યારે તેના સંબંધમાં બોલતાં વપરાય છે.

'ખાવાનું જોઇએ છીએ ને કામ કરતાં તો ટાઢ ચડે છે.'

**ટાઢાં પાટિયાં કરવાં,** ખાઈ પી નિરાંત ધરવી.

**ટાઢા દેવા,** ( ટાઢા ડામ દેવા. ) ઉપરથી દેખીતું સારું પણ કાળજામાં તીર વાગે તેવું કોઈ પ્રત્યે બોલવું; હાવકે મોઢે મહેણું મારી સામા માણસનો જીવ બાળવો. ( બહાર દેખીતો ફોલ્લો ન ઉઠે પણ કાળજું બળે એવા જે ગુપ્ત ડામ તે ટાઢા ડામ કહેવાય છે. )

**ટાઢા પથરા જેવો,** ( માણસના સંબંધમાં) ધીમું; સુસ્ત; એકને એક ઠેકાણે પડી રહે એવો ચંચળતા વિનાનો પુરુષ; પથરાની પેઠે એકને એક ઠેકાણે પડ્યો રહે, અને ઊંચકીએ–ધમકાવીએ ત્યારે બીજી જગોએ ખસે તેવો.

"સત્યભામા,–અહો, એના તો ઉત્તર અનેક છે, પણ જવું તો ખરૂં. ચાલ્ય, ચાલ્ય, તું વહેલી ચાલ્ય; અલિ, વાડરે ! કેટલી વાર ! ટાઢા પથરા જેવી દેખાય છે ને શું?

સત્યભામાખ્યાન.

૨. **ટાઢું ઘોરાયા જેવું,** ( રાંધેલું ) **ટાઢું શીતળ,** (પાણી.)

**ટાઢા પહોરનું,** ( ઠંડા પહોરની ઠંડા પવનની લહરીમાં જેમ વૃક્ષપત્ર આનંદથી હાલે છે અને તે ઉપર બેસનારાં કોકિલાદિ પક્ષીઓ ગુલતાન રહે છે તેમ ટાઢા પહોરની વાતો કે ગપાટામાં પણ ભેગા થયેલા માણસો ગુલતાન થઈ વાયરે ચઢે છે તે ઉપરથી ) નવરાશની વખતનું; નકામા–ગમતની ખાતર બરોબરિયામાં બેઠા હોઇએ તેવી નિરાંતની વખતનું, ઠંડા કાળજાનું. 'ટાઢા પહોરના ગપાટા.'

**ટાઢાં પાટીઆં કરવાં,** ખાઇને નિરાંત વાળવી.

**ટાઢા પાણીએ ખસ જવી,** વગર યત્ને કંટક ટળવું; વગર પ્રયાસે પીડા નાશ પામવી.

**ટાઢા પાણીનું માટલું,** સું કે ચાં કર્યા સિવાય સઘળું મૂંગે મોઢે જોયાં કરનાર માણસને વિષે બોલતાં વપરાય છે.

૨. ઠંડા મિજાજનું; શાંત સ્વભાવનું પણ લાગ આવે તો ગોળો ગબડાવે–ઉંધું ઝનું કરે તેવું.

**ટાઢા સમ,** સમ ખવડાવવાની અસલ જૂદી જૂદી રીતો હતી. કોઈ મૂર્તિ આગળથી ધરાવેલાં ફૂલ ઉપાડી લેવાં અથવા કોઈ દેવને પગે હાથ મૂકવા એ ટાઢા સમ કહેવાય છે ઘણા આકરા ટાઢા સમ ખવરાવવામાં આવે ત્યારે બ્રાહ્મણને ગળે હાથ મૂકાવે છે અથવા એ કરતાં પણ ઘણા સખત ખવરાવવા હોય તો ગાયને ગળે છરી મૂકાવવામાં આવે છે. એમ કરાવવાનો હેતુ એટલોજ કે જૂઠા સમ ખાય તો બ્રાહ્મણ કે ગાયને માર્યા જેટલું પાપ લાગે

વળી ઉના તપાવેલા લોઢાની, ઉના ઉકળતા પાણીની, કે ઉના તેલની કોઈ અમુક સરતથી સમ ખવડાવવામા આવે તેને ઉના સમ કહે છે.

**ટાઢિયો તાવ આવવો,** આ પ્રકારના તાવવાં બગાસાં આવે છે, અંગ ભાગે છે અને કામપર ચિત્ત લાગતું નથી તે ઉપરથી જે માણસ કામ કરતા કંટાળતો હોય અથવા નાખુશી બતાવતો હોય તેને વિષે બોલતાં વપરાય છે કે એને તો ટાઢીઓ તાવ આવ્યો છે અથવા કામ કરતા તો ટાઢીઓ તાવ આવે છે

**ટાઢું ગાર જેવું,** તેજ વિનાનું, નમાલું. ( માણસ )

**ટાઢું થવું,** શાંતિ થવી, નિરાત વળવી

"પાંડવ હરિએ મૂક્યા નથી, કૌરવપતિ કયાં ચાઓ દુર્મતિ,

"વન ગયા તો ટાઢુ થયુ, હજી તમારૂં કપટ ન ગયું"

સુરેખાહરણ

**ટાઢું છમ કરવું,** ગટ કરી જઈ—પચાવી પડી ઠેકાણે કરવી ( વસ્તુ )

કોઈનું નાણુ ઉચાપત કરી તે વિષે કાંઈ જાણુતા નથી એમ બતાવવું

"ઘણા વર્ષ સુધી વહિયાત રૂપિયા લેવા આવ્યો નહિ, એટલે તો મુલાંજીએ રૂપિયા ટાઢા છમ કરવા નિશ્ચય કર્યો."

ગર્ધવસેન.

**ટાઢું પડવું,** શાંત થવું; ચઢેલો ગુસ્સો—તામસવૃત્તિનુ શાંત્વન થવું; નરમ પડવું; જોર કમી થવું; શાંતિ થવી; બંધ પડવુ; શમવુ.

'વાત ટાઢી પડી–હુલડ ટાઢું પડયું, ઈ."

તે મારા ઉપર જેટલો તપી ગયો હતો તેટલોજ આખરે પસ્તાઇને ટાઢો પડયો"

૨ ઝાંખું થવુ.

"ભાવ ટાઢો પડે તેથી કેટલીક વાર તો ખોટ મૂકીને પણ તે વધેરી દેવો પડે."

દે. કા. ઉત્તેજન.

૩. બુઝાવુ.

'દેવતા ટાઢો પડયો'

**ટાઢું પાડવુ,** શાંત કરવુ, જોસ્સો ઠંડો પાડવો.

૨. બુઝવવું.

**ટાઢુ પાડી પલાળવું,** તપી ગયેલો—ગરમ થયેલો મિજાજ શાંત પાડી પોતાના મતનું કરવુ, ધીમેધીમે યુક્તિસર સમજાવવુ; પરમોવ્વુ.

"હુ તેને ટાઢો પાડી પલાળવા તો ગયો પણ શેનો પલળે ? એકનો બે થયો નહિ"

**ટાઢું પાણી રેડવું,** ( મનની વૃત્તિ પર ) અસર કમી કરવી; શાંત પાડવું; જોર ધીમું પાડવું–નરમ પાડવું.

"આ રાત તેના ધણી સાથે આનંદમાં કાઢવાનો ઠરાવ કર્યો હતો પણ કરણના દિલગીર ચહેરાએ તેના ઉલ્લાસ ઉપર ટાઢું પાણી રેડયુ;"

કરણઘેલો.

**ટાઢું પેટ,** નિરાંત; સંતોષ; કાંઇપણ ઉચાટ ન હોય એવી સ્થિતિ; નિશ્ચિંત હાલત ટાઢાં પેટ, વસતાં પેટ, દીકરા જણજો ને ઘર ભરજો ' એમ આશીર્વાદ દેતાં સ્ત્રીઓ વાપરે છે.

**ટાઢું લોહી,** ( જ્યારે નિરાંત અથવા શાંતિ હોય છે ત્યારે લોહી ઠંડું હોય છે અને જ્યારે ચિંતા–ઉગ્રતા–તમોગુણ હોય છે ત્યારે લોહી ગરમ થાય છે તે ઉપરથી. ) નિરાંત; કોઈપણ તરફની ચિંતા ન હોય તેવી સ્થિતિ શાંતિ; ઉચાટ વિનાની સ્થિતિ.

"ભાઈ તમારે ટાઢા લોહીના રોટલા ખાવાના છે એટલે મકરકુંદીઓ શા સારૂ ન સુઝે ?"

"શૂરવીર રજપૂતાણિયોએ પોતાનાં પેટથી પણ વહાલાં બાળકોને પતિની પાછળ જવા માટે ટાઢા લોહીમા કતલ કર્યા "

ગૂ જૂની વાર્તા.

**ટાઢું હીમ જેવું,** ઘણું ટાઢું.

૨. ઘણુંજ પ્રિય અને શાંતિ ઉપજાવનાર.

"હુ જે વખત કાંઈ નમાલી ખાવાની જણસ કે પાઈ પૈસો ચોરી લાવતો તે વખત તેને ટાઢો હીમ જેવો લાગતો હતો ને શાબાશી આપતી હતી "

કૌતુકમાળા

**ટાઢો ઢાળવો,** બહુ તાપથી તપી ગયા હોઇએ ત્યારે ઝાડ વગેરેને છાંયે બેસી વિરામ લેવો.

"બપોર થવા આવ્યા એટલે જરા ટાઢો વાળવાને એક કુવા આગળ ઝાડને છાંયે બેઠા."

શિવલક્ષ્મીની વાર્તા.

**ટાઢો માર મારવો,** મુકીઓ અને લાતથી સખત માર મારવો.

**ટાળો દેવો,** વાયદા કર્યા કરવો; ઉડાવ્યાં ક-

"ગુરૂજીએ ટાળો દીધો,
નૃપથી કેમ વિખુટો કીધો."

માંધાતાખ્યાન.

**ટીકો કરવો,** ( કપાળમાં. ) નકાશુ આપી દેવું.

**ટીલીઆ ભગત,** ( ઠેર ઠેર ટીલાં કરનાર. ) ટીલાં કરી ભક્તિનો ખોટો આડંબર કરનાર.

**ટીલું ચાટી જવું,** ભખ્ખીચૂસના જેવું આચરણ કરવું.

૨. કોઇનું હરણ કરી લેવું; છેતરવું; ઠગવું.

**ટૂંકું કરવું,** અમુક ચાલતી વાત ટુંકાવવી; જતી કરવી.

૨ આ અર્થમાં "આયુષ્ય" અધ્યાહાર રહ્યો છે. જેમકે–'માતાએ મને ગળથુથીમા ઝેર કેમ ન પાયુ ? પોતાના મરતા પહેલાં મને ટૂંકી કેમ ન કરી ?"

મણિ અને મોહન.

૩ પતાવવુ; દરગુજર કરવું.

**ટુપી નાખવું,** ચુંટી ચુંટી છૂટું કરવું એ તેના મૂળ અર્થ ઉપરથી ) નિંદા કરી હલકું પાડવુ, મ્હેણાં દઈ શરમીંદું કરવું; નીચું જોવડાવવુ, ઠોક મારી મારી નબળું કરવું.

**ટુપો દેવો,** કોઇનો નફો પુંચવી લેવો; કોઇને નફો ખાવા ન દેવો, કોઇને નફો લેતાં વચ્ચે અટકાવ કરવો

**ટેકનો તારો,** મહા ટેકીલો માણસ.

"રે તુ તો કોઈ ટેકનો તારો જણાય છે. નાક પર માંખ બેસે તો નાક કાપી નાખે એવો."

પ્રતાપનાટક.

ટેકનું પૂતળું પણ વપરાય છે.

**ટેકરાં ટીપવાં,** જાડા જાડા રોટલા ઘડવા. ( તિરસ્કારમાં અથવા બેદરકારીમા વપ- ... )

ટેકો આપવો, મદદ આપવી અનુમતિ આપવી
ટેકો કરવો, મદદ કરવી
૨ આશ્રય આપવો.
ટેકો પડી ભાગવો, (ઘરનો ટેકો પડી ભાગવો એટલે ઘર નિભાવનાર—જેને આધારે ઘર ચાલતુ હોય તે માણસ ગત થવુ )
જેના ઉપર આધાર હોય તે માણસ અથવા વસ્તુ જૂદી પડવી-છુટી પડવી-ગત થવી, જેના પર ઝઝુમાતુ હોય તેથી રહિત થવુ, નિરાધાર બનવુ
ટોપી લઈ જવી, છેતરવુ
ટોપી ઘાલવી, દેવાળુ કાઢવુ
૨ જનસમૂહમા હલકુ પડવુ, નિર્લજ થવુ
૩ ખાખી થવુ
૪ સમારમાથી નીકળી જવુ
ટોઠલે મૂકવુ, ન લેખવવુ ન ગણવુ, દરકાર ન કરવી ધ્યાન ન આપવુ, એકરમા રીપી ઊચે દૂર મૂકી દેવુ, કોરે મૂકવું, ઊચુ મૂકવુ, વિસારી દેવુ, સતાડવુ, મૂકી છાંડવુ
"છેલ્લે તેણે ઓપિશોને એવી સલાહ બતાવી કે કપાશીઓ સાથે સમાધાન કરવાની વાત હમણા જરા ટોઠલે મૂકો એટલે તમને જણાશે કે ડેમરિઓના કેમ આતુરતાથી કપાશીઓની વતી તમને સમજાવે છે "
શો કપાસમાજ
"મોટા મોટા મંડલાઓ દ્રવ્યવાન શરમાશરમી અને મોઢાઢમા પારકાને સારુ મોટી ટીપો ભરે છે ને પ્રસક્ષ જે દેશી ગરીબો તેઓને આપવાનુ અને દેશ સુધારવાનું કામ ટોઠલે મૂકી છાડે છે '
નર્મગદ્ય
ટોઠલો મારવો, વિલબ કરવાને અર્થે જૂદી જૂદી આશા આપી કામ લબાવવુ, મુલતવી રાખવુ ટોઠલો દેવો પણ બોલાય છે

---

# ઠ

ઠગ પાટણનો રહેવાશી (મોટુ બહોળુ અને જ્યા ઠગાઈ જવાય એવુ જે પાટણ તે ઉપરથી) લુચ્ચુ ખટુ, શઠ ધુતારૂ
સત્યભામા-(મર્મ સમજવા જેવે વેષે) હવા નાગરિકો ! આતો બન્નેય ઠગ પાટણના રહેવાશી દેખુ ! અરેરે! વિધાતાય વાકમા વરસ્યો લાગે છે !
× × × × × ×
"કૃષ્ણદેવ—અહો વરાનને ! અમે ઠગ પાટણના નથી એટલે અસત્ય બોલનારે નથી '
સત્યભામાખ્યાન
ગયુ ગાઠુ, ફરી પત્તો ના લાગે એવી વસ્તુના સબધમા એ વપરાય છે,
' ઇતિહાસ ભૂગોળમાં પણ ઠઠે ગયું ગાઠુ હતુ '
બાળકોનો આનદ.
ઠઠ્ઠાની ડાકણ, વેશ્યા, લપટ સ્ત્રી
' લોકોની સ્ત્રીઓને અનીતિને રસ્તે દોરનાર રાંડ ઠઠ્ઠાની ડાકણ છુ રૌરવ નર્કમા પડ્યા વિના રહેનાર નથી '
મણિ અને મોહન
ઠઠેરી કાઢવુ, તિરસ્કારથી કાઢી મેલવુ
"ગડુપુરીને બીતિ પેઠી કે એ લુચ્ચો, કમબખ્તી રખેને ફાવી જાય ને મને ઠઠેરી

કઢાવી દીવાનગીરી મેળવી લે," 

ગર્ધવસેન.

**ઠંડક કરવી—દેવી,** ધીમું—ટાઢું પાડી યુક્તિથી સમજાવવું. (ગરમ મિજાજવાળા માણસને.) મધુર શબ્દો બોલી ગરમ થયેલા મિજાજને શાંત કરવો.

૨. ટાઢક કરવી જુઓ.

**ઠંડા લોહીનું,** નિરાંતનું; ઉચાટ વગરનું; સુખચેનનું.

**ઠંડી મશ્કરી,** ઉપરથી સમજાય નહિ ને અંદરખાને મશ્કરી થતી હોયે તેને માટે આ પ્રયોગ વપરાયછે. ઠાવકું મોં રાખી કરેલી મજાક.

**ઠંડીલ જવું,** ઝાડે જવુ; દિશાએ જવું; ખરચું જવું. (શ્રાવકોમાં)

**ઠંડું પાણી રેડવું,** શાંત પાડવું; નાઉમેદ કરવું; નિરાશ કરવું; નિરશ કરવું; અસર ઓછી કરવી.

' આ સ્વદેશાભિમાનીએ એક કંપની ઊભી કરવા માગણી કરી પણ ડાહ્યા માણસો એ તેની આ યુક્તિ ઉપર ઠંડુ પાણી રેડયું."

**ઠંડે પેટે,** નિરાતે; ટાઢા લોહીએ, સંતોષ રાખીને.

૨. મોઢું ઠાવકું રાખીને.

"ઠીક ઠંડે પેટે એમ મશ્કરી કરતાં શી ખ્યો છે? બકરી આદુ ખાતાં શીખી ખરી?"

**ઠણ ઠણ પાક આપવો,** માર મારવો.

**ઠણ ઠણ પાળ,** સમજ કે દ્રવ્ય વિનાનો પુરુષ. ' ઠણ ઠણ પાળને મદન ગોપાળ ' એ કહેવત છે.

**ઠમક દીવી,** સુંદર બાંધાની અને મનોહર ચાલની સ્ત્રી.

**ઠરી ઠામ બેસવુ,** નિરાંત વાળીને બેસવું; અસલ ઠેકાણે બેસવુ–ઠરવું. નિવૃત્ત સ્થિતિમાં રહેવું; આડી અવળી ઉપાધિ ટાળી એક વૃત્તિએ રહેવું; હારી થાકી નિરાંત વાળીને રહેવું.

" પચાસે જઈ પહોંચ્યોરે, ઠેકાણે ન બેઠો ઠરી."

દયારામ.

**ઠાગા મારવા,** મોઇમાં દંડા મારવા. (રમતમાં.)

**ઠાઠાં બેસવાં,** દુર્દશામાં આવી પડવું; પડતી હાલતમાં આવી જવું.

૨. નાઉમેદ થઈ જવું; આશાભંગ થવું; હિંમત હારી જવી. (લીધેલા કામમાં નિષ્ફળ થવાથી)

**ઠાઠાં ભાગવાં–રંગવાં,** પુષ્કળ માર મારવો.

૨ એકદમ ઊંચેથી પડી જવાથી ઠાઠાંમાં ઇજા થવી.

**ઠાઠાં રંગાઇ જવાં,** ઠાઠાંમાં સખ્ત ઈજા થાય એવી રીતે વાગવું–પછડાવું.

"જાય છે કે નહિ; અહિં ઉભો તો ઠાઠાં રંગાઇ જશે તારાં."

૨. અણધારી નુકસાનીમાં આવી પડવું.

**ઠાઠાં વેરી નાંખવો,** મારી મારીને શક્તિહીન કરવું.

"બહુ બોલ્યો તો ઠાઠા વેરી નાખીશ," ઠાઠાં–કમ્મરનાં હાડકાં જૂદે જૂદાં કરી નાખીશ.

**ઠાઠિયું બેસી જવું,** પડી ભાગવું; દુર્દશામાં આવી પડવું; જે આધારે કામ નભ્યું જતું હોય તે આધાર પડી ભાગવો.

**ઠામ બેસવું,–પડવું,** ખોવાયલું જડવું–હાથ લાગવું.

" મારું શોકય પગલું ખોવાયુ હતું તે હવે ઠામ બેઠું અથવા ઠેકાણે પડયું ખરૂં."

૨. રંડાયલી સ્ત્રીએ નાતરે જવું; (કોળી–કણબી વગેરે નીચ જાતિમાં.) ' ફલાણી ફલાણાને ત્યાં ઠામ બેઠી '

૩. હારીથાકી નિરાંત વાળીને રહેવું.

"પોતાનાથી ન ચાલ્યું એટલે હવે હરીને ઠામ બેઠો."

**ઠામ ઠીકરાં ઉપાડવાં**, ઉચાળા ભરવા; ઘરવાખરો ઉપાડી લઇ જવો; ઘરનો વપરાતો તમામ સામાન લઈ ઉપડી જવું.

**ઠામ ઠેકાણા વિનાનું**, પાયા વિનાનું; ઢંગ વિનાનું, ઉદેગ તબિયતનું; જરાક ઘેલછાવાળું; વાયેલ; બલિવાર વિનાનું.

૨. ગોટાળા ભરેલું, ગરબડાટવાળું; અવ્યવસ્થિત

"આ કામ-ઠામ ઠેકાણા વગરનું છે" એટલે એમાં કંઈ ચોખવટ-બલિવાર નથી

"મુરખને કહેતાં શું બેસે નાણું. મિથ્યા લવરી કરે મન ગમતી, નહિ તેમાં ઠામને ઠેકાણું-મૂ."

દયારામ.

૩. પાયા વિનાનું.

"ઠામ ઠેકાણા વિનાનું માણસ" તે ઠામ વિનાનું ઢોળવું કહેવાય

**ઠાર-ઠોર કરવું**, હથિયારથી તરતજ જીવ જાય તેમ કરવું, ખુન કરવું, મારી નાખવું.

૨ ઘણી નુકસાનીમા આણવું

**ઠીક છે**, ખબર લઈશ-જોઈ લેઇશ એવા અર્થમા વેર લેવાના સંબંધમા વપરાયછે 'ઠીકછે, યાદ રાખજે'

૨. જોઇશ-વિચાર કરીશ 'આ કામ-કરજો, ઠીકછે.'

૩. સારૂં છે 'કેમ છે? ઠીક છે'

**ઠીંકરાં ફોડવાં (ઠેર ઠેર)**, થોડા થોડા પણ અનુભવ લેવો; માથું મારવું; જૂદા જૂદા વિષય તરફ મન કરવું.

(જે માણસ પગ ઠેરવીને ધંધો ન કરે પણ અહીંથી તહીં ને તહીંથી અહીં એમ થોડા થોડા દિવસ રહે અને ઠેકાણે ન પડે ત્યારે એમ બોલાય છે.)

૨. નકામી લડાઇ ઊભી કરવી-કરાવવી.

૩. વચ્ચે પડવું.

**ઠીંકરામાં ધૂળ પડવી**, ખાધા પીધા પર ધિક્કાર પડવો; બળ્યું એનું ખાધુપીધું અને બળી એની અક્કલ; ખાધું પીધું ધુડી પડવું વ્યર્થ જવું.

૨. ચાલતું ગુજરાત અટકી પડવુ.

"એના ઠીંકરાંમાં ધૂળ પડી કે પોતાના એકના એક છોકરાને મહા મહા દુ:ખ પાડે છે"

'ઠીંકરામા ધુળ નાખવી' એટલે ખાધું પીધું ખરાબ કરવું; ઘડપણમા કલંકિત થવુ, બદનામ કરવું; મેળવેલી કીર્તિને ઝાંખ લગાડવી, અથવા તેનો બીજો અર્થે ખાણુ ખરાબ કરવું; ખાવેપીવે હેરાન કરવું; ચાલતુ ગુજરાન અટકાવવું.

**ઠીકરૂં ફુટવું**, ખાણુ ખરાબ થવુ; ખાધે પીધે હેરાન થવું

૨. રોજી તૂટવી, જે વડે ગુજરાન ચાલતુ હોય તે બધ થવુ.

**ઠીકરૂં ફોડવુ**, કોઇની ઉપજીવિકાનો આધાર જાય એમ કરવુ; કોઇના ચાલતા ગુજરાનમા વિક્ષેપ કરવો

**ઠુંગાપાણી કરવાં**, નાસ્તો કરવો, થોડુક ખાઈ લેવુ (સવારમા) (અફીણી લોકો અફીણ ખાધા પછી જે મિઠાઇ વગેરે ખાયછે તેને ઠુંગાપાણી કહેછે તે ઉપરથી)

**ઠુઠવો મૂકવો**, રડવું. (પોક મૂકીને)

"આ નથી જોવાતુ રે મારા નાથ? એમ કહી વળી ઠુઠવો મૂકયો."

સરસ્વતીચંદ્ર.

**ઠુંઠામાં ઠેલવું**, (ઝાડનુ ઠુંઠૂં જેમ ઝાડના લેખામાં નહિ તેમ.) ન ગણકારવુ, વિત વગરનું-માલ વગરનુ હોય એમ ગણી કાઢવુ. કોઈના તરફ બેદરકારીથી જોવું

**ઠુમકો આવવો-મારવો**, દોરી તાણવી-ખેંચવી-(કનકવાની)

**ઠુસ કાઢવી**, થકવવુ, કાયર કરવું. (માર મારી કે મહેનત કરાવી)

.ણું કરવું, ( વગે બેસાડવું-કરવું એ તેના મૂળ અર્થ ઉપરથી)

ધંધા રોજગારની જગો શોધવી.

૨. મારવા-નુકસાન કરવાનો ઘાટ ઘડવો.

**ઠેકાણું ક્યાં બળ્યું છે ?** બોલવામાં ઢંગધડો-ધડ માથું ન હોય તેવા માણસને માટે વપરાય છે.

૨. ધ્યાન-દરકાર કે કામ કરવામાં જીવ ન હોય તેવાને માટે પણ વપરાય છે.

જેમ-"હું તો તૈયાર છું પણ તારૂં ઠેકાણું ક્યાં બળ્યું છે" એમ રીસમાં બોલાય છે.

**ઠેકાણે આવવું,** રાગમાં આવવું, રીતમાં આવવું, મર્યાદશીલ થવું; પાશઃ થવુ (માણસ)

"વનિતા વંઠી જેહ, ઠામ એનો નવ આવે."

શામળભટ્ટ.

૨. થોડુ થોડું કબૂલ કરવુ

"તેનો વાક કબૂલ કરાવવાને માટે આટલો બધો યત્ન કર્યો ત્યારે હમણા ઠેકાણે આવ્યો" અથવા—

"પછી તે નિરાશ થઈ પોતાના સ્વાર્થ તરફ નજર રાખી આપોઆપ ઠેકાણે આવી જશે"

કરણઘેલો.

**ઠેકાણે કરવું,** જ્યાંનુ ત્યાં મૂકવું. ( વેરાતુ. )

૨. સંતાડવું-દાટવું. ( નાણું )

૩. ઉડાવી દેવું. ( પૈસા. )

૪. ઠાર કરવું; મારી નાખવુ.

"વિદ્યારામ ની પાસે મોહોરો હતી તે લેઈ લેવાને લક્ષ્મીરામે એને રસ્તામાં ઠેકાણે કર્યો."

બ્રહ્મરાક્ષસ.

"શું તે અભાગિયો જીવે છે ? મેં તો ધાર્યું કે તેં તેને ઠેકાણે કરી દીધો હશે."

અરેબિયન નાઈટ્સ.

**ઠેકાણે થવું,** પોત પોતાની જગોએ જતા રહેવું.

૨. ગુમ થઈ જવું; મરી જવું.

**ઠેકાણે પડવું,** મુકામે પહોચવું.

"અરે આપણે તો ઠેકાણે પડ્યા પણ રાણાજી કોણ જાણે ક્યાંય રખડતા હશે. ?"

પ્રતાપનાટક.

૨. રોજગારે લાગવું; ધંધે વળગવું.

"જ્યારે તું ઠેકાણે પડી બે પૈસા લાવતો થઈશ ત્યારે મારી આંખ ઠરશે."

૩. વ્યવસ્થામાં આવવું; પાધરૂ થવું; રાગે પડવું.

૪. ખોવાયલી વસ્તુ જડવી-હાથ લાગવી.

**ઠેકાણે રહેવું,** ફાટી ન જવું; ઘેલા ન બનવું; વિવેકથી રહેવું; રીતસર-મર્યાદામાં રહેવુ.

"તારૂ મગજ ક્યાં ઠેકાણે રહે છે. ?"

**ઠેકાણે રાખવું,** ચોક્કસ રાખવું; સાવધ રાખવું; બેમર્યાદ ન થવું અથવા ન થવા દેવું. ( કાળજુ, ચિત્ત, જીવ, મગજ. )

"નિશ્ચે વરશે તમને રામ, ચિત્ત રાખો તમારૂ ઠામ"

કવિ ગીરધર.

**ઠેકાણે લાવવું,** મર્યાદામા આણવું; વહી જવા ન દેવુ; રીતમાં આણવું.

**ઠેઠ પહોંચાડવું,** ધારેલે ઠેકાણે લઈજવું. નુકસાન કરવાના અર્થમાં વપરાય છે.

"યાદ રાખજે હું તને ઠેઠ પહોંચાડીશ."

**ઠેર ઠેર કુતરાં બસાવવાં,** ઠેકાણે ઠેકાણે લડાઈના મૂળ રોપવાં અથવા નારદવેડા કરી માહોમાંહે લડાઈ ઊભી કરી વેર વહોરવું; ઠેરઠેર લોકોની નિંદા વહોરવી.

૨. ઠેકાણે ઠેકાણેથી પણ થોડો થોડો અનુભવ લેવો. માથું મારવું; છપ્પન

**ડખો મારવો,** મોટા મોટા કોળીઆથી ઉતાવળે ખાઈ લેવું.

**ડમ્ફાણ હાંકવી,** ખોટી ગપ ચલાવવી–ફેલાવવી.

**ડશ્યે વિખ ના વળે એવું,** ઘણુંજ ખારીલું; ડસીલું. (સાપ જેવું)

"જહાંપનાહ, એનો વહેમ ખસે એવો નથી, એ તો વખત જતાં ઉલટો વધ્યો છે; તે * * * ડશ્યે વિખ ના વળે એવો થયો છે."

પ્રતાપનાટક.

**ડહાપણ ડાહ્યો,** વગર કારણે, જેમાં તેમાં સમજ વિના માથું ઘાલી ડહાપણ ડોળનારને વિષે બોલતાં વપરાય છે.

**ડહાપણ ડોળવું,** પતરાજી કરવી; સમજ વિના માથું ઘાલી આગવું ડહાપણ ચલાવવુ; ફુલાશ–બડાઈ કરવી.

**ડાગળી ચસકવી—ખસવી,** ગાંડા બનવુ; ઘેલા થવું; મગજ ભમી જવું; ફાટી જવું; બ્હાવરૂં બનવું; ચળી જવુ.

'ભટજીની ડાગળી ખસેલી જોઈ સિદ્ધરાજે કહ્યુ કે મારી ચિઠ્ઠી તો નહિ ચાલે પણ હું જુક્તિ બતાવું તે કરે તમારી મનકામના પાર પડશે'

સધરાજેસંઘ

**ડાટ વાળવો,** એકદમ ઊંધુ વાળી નાખવુ; ગમે તે કરી નાખી સત્યાનાશ વાળવુ, મોટું નુકસાન કરી મૂકવું; સંહાર કરવો

"ડાટ વાળ્યો રે ડોશીએ ડાટ વાળ્યો.
વડ સાસુ વેરણ થઈ મારી,
હરખ હૈયાનો ટાળ્યો રે."

ડોશીઓ,
મામેરૂં

"ડહાપણે તો ડાટ વાળ્યો.
ધર્મનો માર્ગ ટાળ્યો"

દયારામ.

**ડાટા કરવા–દેવા,** અપવાસ કરવાને આગલે દિવસે સારી પેઠે ખાઈ લેવું.

"નળ–ડાટો દેવાયો હોય તો, હવે પેલી વાત આગળ ચલાવ.

વિદુષક–રહો, થાય છે, આટલો લાડૂ ખાઈ લેવા દો."

નળદમયંતી નાટક.

**ડાટી દેવું,** સંતાડવુ; ડાબી રાખવું; કોઈના જાણવામાં ન આવે એમ કરવું; છૂપાવવું. (લાક્ષણિક)

"હવે તે વાત અહીં ને અહીં દાટી દે ભાઈ, નહિ તો તારી વાત તે જાણી."

**ડાબા જમણી કરવું,** વ્હાલુ અળખામણું કરવું.

૨ આંખ આડા કાન કરવા.

**ડાંડે પડવું,** જતુ રહેવુ; રસ્તો પકડવો, નીકળી જવું; સટકી જવું.

**ડાબા પગનો અંગારો,** ડાબા પગની ધૂળથી મા છોકરાને કપાળે દ્રષ્ટિ બેઠી હોય તે દૂર કરવા નિશાની કરે છે તે.

**ડાબી આંખ ફરકવી,** જ્યારે ડાબી આંખ ફરકે છે ત્યારે પુરુષો અપશુકન અને સ્ત્રીઓ શુભ શુકન માને છે.

पुंसां दक्षिण नेत्रस्य स्फुरण मिष्ट मुच्यते
न्नारीणां विपरीतंच विपरीतं तयोः पुनः॥

"શલ્યસુભટ રણમા પડ્યો, દુર્યોધનને પડિ ફાળ, દેહ ધ્રૂજે ફરકે ડાબી આંખડી, હવે આવ્યો કાળ."

કવિ ભાઉ.

"સખિ! આજે મારી ડાબી આંખ ફરકે છે! થોડા સમયમાં પતિ આવ્યા જાણુ"

સત્યભામાખ્યાન.

**ડાબું મૂકવું,** અળખામણુ–અણમાનીતું કરવું. (માનીતો છોકરો જમણા ખોળાપર બેસે અને અણમાનીતો ડાબાપર બેસે એવી જે પરંપરાની રીત કહેવાય છે તે ઉપરથી.)

"પરાપૂર્વથી પ્રભુના છે,
તેતો પ્રભુતણા ગુણ ગાય;

**ડુંડું વધવું ( માથે ),** હજામત વધવી; ( હસવામાં. ) માથે બાજરીના ડુંડા જેવી-બહુ હજામત વધી હોય ત્યારે એમ બોલાય છે. **બાજરિયું વધવું** પણ કહેવાય છે.

**ડુબકી ખાઈ જવી**–મારી જવી, (કોઈ પ્રાણી પાણીમાં ડુબકી મારે છે ત્યારે તે બહાર જણાતું નથી એટલે ઉપર દેખાતું બંધ થાય છે તે ઉપરથી. ) કામ કરતાં વચમાં જતા રહેવું; નજર ચૂકવી સટકી જવું. (કંટાળો પામવાથી કે માથેથી જોખમ ઉનારી નાખવાના હેતુથી.)

**ડુબકી મારી આવવી,** ( જેમ પાણીમાં કોઈ ડુબકી મારી થોડીવારમાં બહાર આવે છે તેમ ) જરાવારમાં જઈ પાછું આવવું.

**ડેરા દેવા ( ઉપર ),** મુકામ કરવો;

૨. તદ્રુપ થઈ જવું.

"-સતો દિયારે અગમપર ડેરા "

પ્રાચીન કવિતા.

**ડોક ઊંચી કરવી,** અંધારામાથી અજવાળામાં આવવું–બહાર પડવું

૨. ગરીબાઈમાથી ઊંચી સ્થિતિએ આવવું.

૩ મંદવાડની પથારીમાથી બેઠા થવું, સારી સ્થિતિએ પહોચવુ

**ડોક ઊંચી ન કરવી,** હલકાપણાને લીધે અથવા શરમને લીધે દબાઇને–નમીને ચાલવું–વર્તવું.

૨. ઘણાજ કામમાં ગુંથાયાને લીધે આસપાસ શું થાય છે તે ઊંચું માથું કરી ન જોવું.

**ડોકી ભાગવી,** કોઈનું જોર તોડવું. ( બચત નાણાંનું કે રકમનું. )

૨. પૂર્ણતા તોડવી.

જેમ–" પાંચસે રૂપિયાની ડોકી ભાગી ત્યારે લગ્ન થયું, ચાર પૈસાને માટે રૂપિયાની ડોકી ભાગવી પડી."

**ડોકું કાપવું,** વિશ્વાસઘાત કરવો.

"જેને પાળીપોષી આટલો મોટો કર્યો તે તું હવે મારૂં જ ડોકું કાપવા ઊભો થયો છું. ?"

**ડોકું ઘાલવું,** અણીને પ્રસંગે–તકપર વચ્ચે પડી અડચણ નાખવી કે કામ અટકાવવું. (કોઈ માણસે )

**ડોકું ધૂણાવવું,** હા અગર ના કહેવી ( ડોકું ધૂણાવી. )

**ડોડકાં છોલવાં,** ( બહુવચનમાંજ વપરાય છે.) બિનઆવડતવાળા માણસને માટે બોલવામાં આવે છે, ધધો રોજગાર ન હોવો

" શુ કરે છે ધૂળ એ, બેઠો બેઠો ડોડકાં છોલે છે."

**ડોબાં ચારવાં,** બિનઆવડતનું રહેવું.

**ડોશી મારવી,** લોટ બાકવો; પોટીસ જેવું ગોતાખાવણું કરવું; લાબશી કરવી. ( મશ્કરીમાં. )

**ડોશીના રેંટીઓ,** ડોશીના રેંટીઆની પેઠે ખખડખખડ ચાલતું ધીમુ કામ.

**ડોસલાં બેસવાં,** ( મરી ગયેલાની યાદદાસ્ત દાખલ પારસી મંડળમાં જે સંવત્સરી–વાર્ષિક ક્રિયા–કરે છે તેને ડોસલાં કહે છે. તે ઉપરથી લાક્ષણિક અર્થે ) નુકસાનીમાં આવી પડવુ, પડતી હાલતમાં આવવું.

૨ નાઉમેદ થઈ જવું; હિંમત હારી જવી.

**ડોળ કાઢવા,** ( તુવેર વગેરેને ભરડવાથી જે દાળ પડે છે તેમાં રહેલા જે આખા દાણા તેને ડોળ કહે છે તે ઉપરથી લાક્ષણિક ) અધખોખરૂ કરવું; અધમુઉં કરવું; થકવી દેવું; વિત્ત ઓછું કરવું ( કામ કરાવી કગાવીને ).

૧. ધમકી–ધાસ્તી આપવી.

**ડોળા ઉઘડવા,** ચાનક લાગવી; અક્કલ આવવી; શુદ્ધિ આવવી; આંખ ઉઘડવી; ભાન આવવું.

" ઠોકર ખાધી ને પછડાયો ત્યારે એના

